ભાઈશ્રી

પ્રો. હરિવલ્લભ ભાયાણીને —

આપેલું પ્રિયનું આ તે આજે કીધું સમાપન.
ભાગેયે ઉર પ્રેરાઈ, તમારું ધરી સૂચન;
સન્મિત્ર! તમ સદ્‌ભાવે સાંપડ્યું જ્ઞાનઅંજન.

## : લેખિકાની અન્ય કૃતિઓ :

૧. આપણું વિવેચનસાહિત્ય (૧૯૩૯)
(ગુજરાતી વિવેચનની ઐતિહાસિક આલોચના)

૨. કાવ્યભાવન (૧૯૬૮)
(વિવેચનલેખોનો સંગ્રહ)

: હવે પછી :

૩. વિભાવન
(વિવેચનલેખોનો સંગ્રહ)

૪. નાવદીપ
(નિબંધસંગ્રહ)

૫. પરલોકે પત્ર
(કાવ્યગુચ્છ)

# અનુક્રમ

# બે બોલ

અને ત્યારે, ૧૯૪૮ની સાલ હતી જ્યારે ગુજરાતી સાહિત્ય પરિષદ વડોદરામાં ભરાઈ હતી તે પ્રસંગે, શ્રી પ્રતાપસિંહરાવ ગાયકવાડે, પ્રાચીન સાહિત્યસંપાદન માટે રૂ ૩૦,૦૦૦/ નું અનુદાન, ભારતીય વિદ્યાભવનને કર્યું હતું ત્યારે, ભવનના ગુજરાતી વિભાગના સંશોધનખાતાના અધ્યક્ષપદેથી પાઠકસાહેબે તેનું સંપાદનકાર્ય સ્વીકાર્યું લાંબા સમયથી એ ક્ષેત્ર વિશેનું મને કૌતુક, ને તેનો શાસ્ત્રીય પરિચય પામવાનો મનોરથ, તેથી, એ પહેલાં એવી કોઈક કૃતિના સંપાદન વિશે મ તેમની પાસે માગણી કરેલી મોડા મોડા છેક આજે — બરાબર વીસે વર્ષે હુ આ કાર્ય કટકેકટકે હાથમાં લઈ — પણ મને સંતોષ થાય એટલો સઘન અભ્યાસ કરીને — પૂરુ કરી શકી, તેની સસંકોચ કૃતાર્થતા અનુભવુ છુ

આ પહેલાં શામળની કૃતિઓનો મારો પરિચય જૂજજૂજ બાળપણમાં સિંહાસનબત્રીનીની રોમાંચક કથાના રસઘૂંટ ભર્યા હતા કિશોરઅવસ્થામાં અવાર નવાર — તેના હશે એ જાણ્યા વિના છૂટકછૂટક છપ્પાઓ વાચેલા કૉલેજના વિદ્યાર્થી તરીકે તેનું 'ઉદ્યમકર્મસંવાદ' ભણી હતી ને પછી, પાછળથી, વિદ્યાર્થી એોને શીખવવાને નિમિત્તે કેટલીય વેળા 'મદનમોહના' વાંચી, તો વળી, સાહિત્ય સેવનના કેવળ નિજાનંદ ખાતર, વડોદરા-સાહિત્યસભાનો 'શામળ અંક' આપ ઇચ્છાએ ભણી ગઈ આમ શામળ માગ માટે સદંતર નવો નહિ, છતાં, આ સંપાદનનિમિત્તે મનન કૃતિની નખેનખમાં જે રસથી પ્રસરવા મળ્યું, અને શામળનો જે કઈક સઘન અનુભવ થયો, તે તો નવો જ ને હૃદ્ય છે

વર્ષોથી મારા મનમા કથાનકપદાર્થના ત્રણ તત્ત્વો ને તેના પરસ્પરસંબંધ વિશે વિચારપ્રવૃત્તિ ચાલ્યા કરે છે એક છે Motive એટલે કે કથાનું કવિ અભિપ્રેત રહસ્ય સત્ય જીવનદર્શન બીજુ છે, Motif એટલે કે કથાનો રૂઢ ઘટકાંશ ત્રીજુ છે, Motivationનો પ્રશ્ન એટલે કે તેમાંનાં પાત્રોના પ્રયોજનાર્થને લગતો પ્રશ્ન પણ, તેની જાણે પૂ નિયારીરૂપ આ અભ્યાસ ન હોય ? તેમ, આ કૃતિનિમિત્તે મેં કથાના રૂઢ ઘટકોની તપાસ કરવા માંડી ને Stith Thompson જેવા પશ્ચિમીઓએ ઉઠાવેલા ભગીરથ અને શકવર્તી

સંશોધનના Motif-Indexના છ દિગ્ગજ જેવા ગ્રંથો અને તેનું 'Folk tale' પુસ્તક, તેમજ The Ocean of Storiesનું જે Index-Volume—તેના પર, મને દૃષ્ટિપાત—કેવળ નજર નાખવા મળી તે જાણે, એ તત્ત્વવિષયક રત્નના જાદુઈ ખજાનો ખૂલી ગયા જેવો નહિ, પણ તેની ભાળ લાગ્યા જેવો, ભાવાન થયો ને વળી, તે પ્રયોજને સંસ્કૃત પ્રાકૃત અપભ્રંશ શિષ્ટ સાહિત્યની કથાઓ જેવા મળતા, થોડું 'ભરતીમાં ભળતા' જેવું યે લાગ્યું

ઉપરાંત આ નિમિત્તે ખુદ શામળની જ અન્ય કથાઓ વાંચવાનો ધર્મ લાભ થયો. તેથી આ વાર્તાનું તુલનાત્મક મૂલ્યાંકન કરવાનું મળ્યું અને તે રજૂ કરવા માટે વ્યવહારના એક અનુભવમાંથી ઉપક્રમ સાંપડ્યું

ગયે વર્ષે એટલે કે ૧૯૬૫-૬૬ના વિદ્યાવર્ષમાં ગુજરાતમાં નહીંને પ્રવાસ કરતાં, મહેસાણા જિલ્લામાં ખૂબ ફરવા મળ્યું. ખેરવા, એ મહેસાણા જિલ્લાનું જગુદણ, પુનાસણ બાજુનું છેક અંતરનું ગામ છે, ત્યાં, આશરે ૧૨-૧૩મી સદીનું જૂનું જિર્ણમાન સિદ્ધેશ્વર મહાદેવનું મંદિર જોયું. એ સોલંકી યુગની શિલ્પસ્થાપત્યનો નાનો શો નમૂનો છે. ઉત્તર ગુજરાતમાં સોલંકી યુગના મંદિરો, સ્થાપત્યો ઘણા જે ખ્યાતિના છે, તેવો . પણ ક્યાં રુદ્રમહાલય, મોઢેરાનું સૂર્ય મંદિર, વીસનગર વડનગરના તોરણો જેવા ભવ્ય સમૃદ્ધ વાસ્તરો? ને ક્યાં આ ખેરવાનું સાવ સાવ સાધારણ મંદિર? એ જ શિલ્પશૈલી, છતાં કંઈ કંઈ રોનક નહિ—ખાસ કશું નહિ એવું જ શામળની આ વાર્તાનું લાગ્યું જ્યારે અભ્યાસ નિમિત્તે શામળની અન્ય કથાઓ વાંચી, ત્યારે ચંદ્રચંદ્રાવતી વિશે આ ભાવ થયો. મને થયું, મદનમોહના, સુડાબહોતેરી કે સિંહાસનબત્રીસીની—ખાસ કરીને તેમાંથી અલગ પાડીને સંપાદિત કરેલી ભદ્રાભામિનીની જેવી ચમત્કૃતિ ને સંકુલ સ્થાપત્યવાળી કૃતિઓ ક્યાં? અને! સંકુલ નહિ ને સાદી છતાં ઘાટીલી એવી પદ્માવતી વાર્તા ક્યાં? અને તેના અપભ્રંશ અનુવર્તન સમી આ ચંદ્રચંદ્રાવતી ક્યાં? પ્રસ્તુત કથામાં, 'પદ્માવતી'ની જેમ મળતા આવતા સ્થાનકના ઢાંચા ઉપરાંત, નમસ્કાર આદિ કથાનો વ. નિરૂપણરીતિ—બધુંય કંઈક મળતું આવતું છે, શામળની વાર્તાઓના જે જે અસબાબ જેમ ત્યાં તેમ અહીં પણ છે—નથી, એમ નથી. અને છતાં સુઘડ એવા સ્થાપત્ય વિનાની તે એક સાધારણ વાર્તા છે, શું કામ? તે અહીં કૃતિના અવલોકનમાં જણાવ્યું છે

આ નિમિત્તે હવે મારે [illegible] ભારતીય વિદ્યાભવન સંસ્થા મારી અભ્યાસનિમિત્તની આ જ્ઞાનસાધના અંગે મને પ્રથમ ઉપકારક બની છે, તેને ન સંભારું તો નગુણો ગણાઉં. તેને ઉપક્રમે, સાહિત્ય પરિષદ તરફથી મને આ

સંપાદનકામ મળ્યું હતું ને, તેના વિદ્યાર્થી ને અદ્યતન ગ્રંથસામગ્રીવાળા ગ્રંથાલયમાંથી, વિદ્વાન ગ્રંથપાલ ડૉ મહેતા તેમજ અન્ય સભ્યો પાસેથી, 'સાગરમેલ વરસે' તેવી વિરલ છતાં મોંમાગી ગ્રંથસુવિધા, મને સાંપડી છે પાઠકસાહેબ બાદ, એ સંસ્થાના સંશોધનવિભાગના વિદ્વાન અધ્યાપક તરીકે તથા શામળ ગ્રંથાવલિના સામાન્ય સંપાદક તરીકે, શ્રી હરિવલ્લભ ભાયાણી મને આ કાર્યમાં મિત્રભાવે મદદરૂપ બન્યા છે વર્ષોથી આ કૃતિનો અભ્યાસ કરવાની પ્રબળ ઇચ્છા છતાં અવજોગને કારણે કૃતિ પડી રહેતાં, વર્ષોના મારા મંદોત્સાહમાંથી મમતાભાવે તેમણે પૂરું કરવાનું સૂચવી મને મુક્ત કરી હતી અને આ કાર્યમાં પ્રેરી હતી પ્રેરી હતી જ નહિ તેમની આ ક્ષેત્રની અદ્યતન નિપુણતાનો,— મિત્ર જેટલાં અંગતભાવે આપી શકે તેટલાં — માર્ગદર્શનદ્વારા મને લાભ આપેલ છે એ આભારવશતાના ઈષત્ પ્રતીકરૂપે તેમને આ સંપાદન અર્પણ કરેલ છે

તો વળી, ભાઈ ભાયાણીની મુંબઈ ખાતેની ગેરહાજરી કારણે, એક બીજા અધ્યાપકમિત્રનો લાભ મળ્યો છે ભાઈ ભાયાણીની જ રાહબરી હેઠળના તેમના મહાનિબંધ—વિદ્યાર્થી અધ્યા ડૉ જનક દવે ઉભય રીતે સહાયરૂપ બનેલા છે એક તો તેમના અથાક અભ્યાસના એ સુંદર ગ્રંથની હસ્તપ્રત જોતાં મને આ કૃતિના નિશ્ચિત પ્રકારના સંપાદનની દિશા મળી છે અને તેમની સંગે અવારનવાર ચર્ચા કરતાં મને તેમના એ અનુભવનો લાભ મળ્યો છે

વર્ષો પહેલાં પાઠકસાહેબે મારી રુચિ અને પરિસ્થિતિનો ખ્યાલ કરી, આ મધ્યમ કદની કૃતિ મને અભ્યાસઅર્થે આપેલી હતી અને તેમના કંઈક માર્ગદર્શનનો મને લાભ પણ મળેલ પણ ત્યારબાદ પ્રસ્તુત શામળ ગ્રંથાવલિ સંબંધી, તેમની જે કૃતિવાર અ પામરી ને અમૂલ્ય એવી ખાનગી નોંધ મળતાં, આ કૃતિની સમીક્ષામાં સારી સૂઝ મળી રહી છે તેમણે વતાલપચીસી, બરાસ કસ્તૂરી ચંદ્રચંદ્રાવતી, પદમાવતી નંદબત્રીસી મદનમોહના, બત્રીશ પુતળી સૂડાબહોતેરી, વ કૃતિઓની નોંધદ્વારા તે તે કથાના અને તેમાંના રૂઢ કથાઘટકના મૂળનું સૂચન કરેલું છે કૃતિઓ વિશે તુલનાત્મક સૂચનો પણ છે દા ત ચંદ્રચંદ્રા વિશે નોંધ —

"ઘણે ભાગે સમસ્યા અને પ્રાસ્તાવિક છપ્પા"

"'ઓરિસા જગનાથ' ૮૭૫ની કડીમાં આવે છે ઉરિયા કે ઓઢિયા હોય?" તેમણે સંશય દાખવેલ છે તો વળી 'પદ્માવતી' વિશે કહેતાં ચંદ્રચંદ્રા નો આ મુજબ ઉલ્લેખ કરેલો છે

"પદ્માવતીની વાર્તા કેટલીક બાબતમાં ચંદ્રચંદ્રા ને મળતી આવે છે ચંદ્રા

પદ્મા નું નિર્બળ અનુકરણ હોય તેમ લાગે છે બન્નેમાં સખ્યાનંદ સમસ્યાઓ પદ્માવતીની વધારે સારી."

હજી આગળ પદ્માવતી માટે,

"નારી ગુલાબ વાવવી જેમે તેવી આની સાથે નરખાવના ચંદ્ર-ચંદ્રા અને મદનમોહના જાખી બરાન કસ્તુરી વાર્તા રત્નમા આના કરતાં નવીઆતી પણ પદ્માવતી તેના કરતા પણ વધારે સારી છે "

અન્ય કૃતિઓ વિશે કંઈક વિશેષ નોંધ છે મને, આ કૃતિની પદમાવતી અંગે તુલના કરવાનું તેમની નોંધ પરથી જ સૂઝ્યુ હતું તેનો ગૌરવ — અને વળી નકરણ — ઉલ્લેખ ઘટે .

માન માટ આ અભ્યાસનો બધો સમય જ્ઞાનપર્વણીના પરમ આનંદ નમો, તે કેમ ભૂલું?

ઓફ્રેનેજ બિલ્ડીંગ,
૭ એ ચોપાટી રોડ,
મુંબઈ ૭
તા. ૯ ૫ '૬૮

હીરા રામનારાયણ પાઠક

## સામગ્રી ને સંપાદન-પદ્ધતિ

### (૧) હસ્તપ્રતોનું વર્ણન :

પ્રસ્તુત કૃતિ ચંદ્રચંદ્રાવતીને માટે, તેની એક મુદ્રિત પ્રતના સંપાદક હરગોવિન્દદાસ કાંટાવાળા પ્રસ્તાવનામાં જણાવે છે, "એ વાર્તાની ઝાઝી નકલો થઈ નથી" (પ્રસ્તાવના પૃ ૧) કૃતિની કુલ નકલો છે ત્રણ તેમાંથી બે મુદ્રિત અને એક હસ્તપ્રત આ હસ્તપ્રતનો આપણા સંપાદન અર્થે અહીં આધાર લીધો છે

પહેલી, કાવ્યદોહનવાળી છપાયેલી નકલ ઉપલબ્ધ નથી. તેથી હરગોવિન્દદાસે ખુદ કાવ્યદોહનને જ 'પ્રત તરીકે' ઓળખાવેલ છે એટલે કઈ પ્રત પ્રમાણે પાઠ તૈયાર કરવામાં આવ્યો છે તે નક્કી થઈ શકતું નથી

બીજી, છપાયેલી નકલ છે હરગોવિન્દદાસ કાંટાવાળા તથા નાથાશંકર પૂજાશંકર શાસ્ત્રીએ સહસંપાદિત કરેલી તે તે મુદ્રિત થઈ છે સને ૧૮૯૧મા, અમદાવાદ આર્યોદય પ્રેસમાં 'પ્રાચીન કાવ્યમાળા ત્રિમાસિક' — અંક ૧ લો, વર્ષ ૭ મા રૂપે ને તેની પ્રત ઉતારેલી છે સંવત ૧૮૪૫ મા હરગોવિન્દદાસે પ્રસ્તાવનામાં માહિતી આપેલી છે તે મુજબ આ નકલની હસ્તપ્રત, નડિયાદ તાલુકાના ચકલાશી ગામમાંથી શુકલ ભીખાભાઈ શિવરામે મેળવી આપી હતી અને હરગોવિન્દદાસે તેનો આધાર લઈ સંપાદન કરેલા, પુસ્તકના પાછળના ભાગમાં પોતાની નકલના પાઠો જોડે, ૧ કાવ્યદોહનના, તથા ૨ ગુજરાત 'વર્નાક્યુલર સોસાયટીવાળી હસ્તપ્રતના — એમ ઉભય પાઠો સરખાવી જોયા છે હરગોવિન્દદાસ નાથાશંકરની આ મુદ્રિત નકલને આપણા સંપાદનઅર્થે તુલનાત્મક ઉપયોગ માટે લેતા, તેને 'હ' સંજ્ઞા આપી છે

જ્યારે ત્રીજી છે હસ્તપ્રત જેનો આપણા સંપાદનઅર્થે આધાર લીધો છે તે પ્રત ગુજરાત વિદ્યાસભામાંથી મેળવી છે અને શ્રી કે કા શાસ્ત્રીએ જણાવેલી હકીકત મુજબ, ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ પોતાના લહિયા ગોવિંદરામ પાસે સં ૧૯૮૦ ૨૦ની આસપાસ ઘણા ગ્રંથોની નકલ કરાવી, તેમાં આની આખી કરેલી નકલનો પણ સમાવેશ થાય છે પણ હરગોવિંદદાસ ગુ વ સો વાળી પ્રતનો પ્રસ્તાવનામાં અધૂરી તરીકે ઉલ્લેખ કરે છે* પણ આપણી પ્રત, કહ્યું તેમ આખી છે, જે અહીં મુદ્રિત સ્વરૂપમાં પ્રતીત થશે. એટલે પ્રશ્ન થાય છે કે પ્રસ્તુત આધારિત નકલ, અને હરગોવિન્દદાસે ઉલ્લેખેલ ગુ વ. સો. વાળી પ્રત, તે એક જ કે કોઈ બીજી? હરગોવિન્દદાસે તેમના સંપાદનના અંત ભાગમાં સંશોધનના ઉપરાંત ગુ વ સો વાળી પ્રતમાંથી 'પ્રતપાઠાંતર' નોંધ્યા છે તે, અને ગુ વ સો. ની પ્રસ્તુત ૧૧૩ નં આપેલી પ્રત, કે જેને આધારે પ્રસ્તુત વાચના તૈયાર થઈ છે, તેના પાઠ મળતા છે એટલે પૂરતો સંભવ છે કે 'હ' સામેની ગુ વ સો. ની પ્રત અને અહીં ખપમાં લીધેલી ગુ વ. સો. ની પ્રત બન્ને એક જ કે એક જ કુળની હોય. હરગોવિન્દદાસે તેને અધૂરી કેમ કહી, એ પ્રશ્ન અણઉકેલ્યો રહે છે વિશેષ તો તેની નકલની સાલ અનિશ્ચિત હોવાના ઉલ્લેખથી પણ તે કઈ પ્રત, તેનો ખુલાસો થઈ શકતો નથી જે હોય તે. પણ આપણે ગુ વ. સો.વાળી આપણી પ્રતને 'વિ' સંજ્ઞા આપી છે અને 'વિ'ના 'હ' જોડે તુલનાત્મક અભ્યાસ ગૌણ છે કારણ સંશોધનની નકલ ઉપલબ્ધ ન હોવાથી છોડી દીધો છે

'હ' વાળો મુદ્રિત પાઠ અને પ્રસ્તુત હસ્તપ્રતવાળી વાચના બેયની તુલના કરનાર જોઈ શકશે કે 'હ' કૃતિની ભાષા અને જોડણી મૂળના રહેવા ન દેતાં, તેનું આધુનિકીકરણ થયું છે અર્થાત્ તે તદ્દન શાસ્ત્રીય સંપાદન નથી સંપાદકના અન્ય સંપાદનો જેવું જ છે એ કારણે, તે નકલની પાછળ આપેલ બેમાંથી જે સંશોધનવાળી પ્રતના તુલનાત્મક પાઠ, તેની નકલને અભાવે, તેના પર કેટલો વિશ્વાસ રાખવો તે નક્કી થઈ શકતું નથી, અને તેથી તેનો ઉપયોગ કરેલ નથી.

આપણી હસ્તપ્રતના સ્વરૂપ અંગે થોડો પરિચય આ હસ્તપ્રત પુસ્તકાકારે હોઈ પૃષ્ઠાનુસાર સંખ્યા છે, પત્રાનુસાર નથી. હસ્તપ્રતનું માપ નીચે મુજબ

---

* જુઓ સામળભટ્ટકૃત ચંદ્રચંદ્રાવતીની વાર્તા (પ્રાચીન કાવ્ય ત્રિમાસિક અંક ૧ વર્ષ ૭ મું) પ્રસ્તાવના પૃ ૭ "બીજી પ્રત વડોદરાના શુ ર ભીખાભાઈ નિવરામે મળવી આપી છે ને એ પ્રત ન મળી હોત તો ગુ વ સો વાળી અધૂરી પ્રતથી આ પુસ્તક છાપી શકાત નહિ પહેલી પ્રતની નકલ સોસાયટીએ કઈ સાલમાં કરાવી છે તે જણાયું નથી"

| | | | | |
|---|---|---|---|---|
| ૧. | ૨૧ | સેન્ટિ | મિટર | લંબાઈ |
| ૨ | ૧૩ | ,, | ,, | પહોળાઈ |
| ૩ | ૩ | ,, | ,, | હાંસિયો - જમણી બાજુ |
| ૪. | ૨ | ,, | ,, | હાંસિયો - ડાબી બાજુ |
| ૫ | ૨॥ | ,, | ,, | હાંસિયો - નીચેની બાજુ |
| ૬ | ૨॥ | ,, | ,, | હાંસિયો ઉપરની બાજુ |

ઉપર ઉલ્લેખેલ છે તે માપનો, પ્રત્યેક પાનને આગળપાછળ બન્ને સ્થળે ને પાનની ડાબીજમણી બન્ને બાજુ હાંસિયો છે, જે સાધારણ લાલ પલાળેલા કંકુના આલેખનો જેવો રંગ લાગે તેવી શાહી વડે, બેવડી લીટીથી આંકેલા છે લહિયાએ તમામ પાનને ક્રમાંક આપેલ નથી ઘણે સ્થળે છે, કેટલેક સ્થળે ખાલી છે અને જ્યાં પ્રત્યેક પાનને ક્રમાંક નથી ત્યાં મોટે ભાગે એક બાજુ છે, એક બાજુ નથી આમ આગળપાછળની પાનસંખ્યા એકને કારણે બીજાની નિશ્ચિત થઈ જાય છે હસ્તપ્રતના કુલ પાન ૧૮૦ છે જ્યાંજ્યાં પાનના ક્રમાંક છે, તે પ્રત્યેક ક્રમાંકની અડખેપડખે બબ્બે મળી કુલ ૪ દંડ મૂકેલા છે

કાવ્યપંક્તિને અંતે પણ દંડ છે ' પ્રત્યેક ચરણને અંતે મોટે ભાગે બે, ને કવચિત્ એક વળી પૃષ્ઠાંકની જેમ છપ્પો, દોહો અને ચુપાઈ જ્યાં ચાલુ થતા હોય ત્યાં ઉપર તે લખી, તેની આસપાસ બન્ને બાજુ બબ્બે લાલ શાહીના દંડ છે દુહા ચુપાઈ સંજ્ઞાનો ઉલ્લેખ પણ લાલ શાહીથી થયેલ છે કવારેક છપ્પો દુહો વ અલગ ખંડથી શરૂ થાય છે ક્યારેક પાનામાં જેમ પૃષ્ઠાંક નથી, તેમ હાંસિયાની લીટીઓ પણ નથી, રહી ગઈ છે કવચિત્ હાંસિયાનું માપ ઓછુવત્તુ હોય છે આમ ઝીણવટભરી ચોકસાઈ ઓછી જળવાય છે

એવી જ, લહિયાની ઓછી કાળજીને કારણે ઘણે સ્થળે સરતચૂકથી અક્ષર પડી ગયા છે જે આપણે તૈયાર કરેલ વાચનામાં ઉમેરી લઈ તેને ( ) ગોળ કૌંસમા મૂકેલ છે કયાંક કયાંક આખી પંક્તિઓ પણ પડી ગઈ છે ત્યાં 'હ' વાચનાની મદદ લીધી છે

ઘણી વેળા લહિયો એકને બદલે બીજે સ્થાને અનુસ્વાર મૂકે છે એકનો એક શબ્દ પુનરાવર્તિત થતા જુદી જોડણી યે બતાવે છે 'શ'ને બદલે 'સ' આવે છે આવી ચૂકો છે છતા એકંદરે જોતા લહિયાના અક્ષરો મોટા મરોડદાર સુંદર વંચાય છે

પ્રસ્તુત હસ્તપ્રતની અગ્રેરાશ પંક્તિઓ ૧૯ ની છે સામાન્યપણે પ્રત્યેક પંક્તિમાં ૧૧ થી ૧૫ અક્ષરો આવે છે પ્રતમાં, જે અક્ષરો કે કાનોમાત્રા સરતચૂકથી ખોટા લખાયાં હોય ત્યાં તેને રદ કરવા માટે ઉપર બે ટકી છૂટી લીટી ઊભી કરે છે તો જ્યાં આખો શબ્દ પડી ગયો હોય ત્યાં ઉમેરણ માટે v આ મુજબની સંજ્ઞા કરી, બહાર હાંસિયામાં તે શબ્દ મૂકેલ છે

પ્રસ્તુત હસ્તપ્રત - આખી અકબંધ હતી. પણ તેનો કાગળ જર્જરિત હતો. એમ જણાય છે કે આ પહેલાં તે જર્જરિત અને બટકણો સંભવિત જણાતા, અમુક ભાગને નાચવી લેવા પારદર્શક કાગળની પટ્ટીઓ ચોંટાડવામાં આવી હતી તેવા ભાગ ઠીક નચવાયો છે પણ અપવાદનાર્થે ઉપયોગમાં લેતાં બાકીનો ભાગ ફાટતો જઈ કાણીનીથી કાગળ ખરતો જતો હતો. શેમ્બા મૂકેલી પૂરણપાગીની જેમ, પાનું ઉચકતાં કે ઉથલાવતાં ભાગી ખરખર ટુકડા થઈ જતા હતા. ખાસ કરીને ૩૬ થી ૧૫૬ કડી સુધીનો ભાગ સવિશેષ જર્જરિત હોઈ, કેવળ 'હ' ની પ્રતનો ઉપયોગ કર્યો છે તે પ્રમાણે, 'વિ'ના પાઠ ફાટીને જ્યાં જ્યાં ખંડિત થયેલા છે ત્યાં 'હ' પ્રમાણે પાઠ ચાલુ રાખ્યા છે

આધારિત હસ્તપ્રતમાં સામાન્ય રીતે કડીનો સંખ્યાક અપાયેલ નથી. કયારેક કયાંક છે તેમાં સરતચૂકથી ખોટા સંખ્યાક છે તેથી કરીને આ કૃતિની વાચના તૈયાર કરતાં હરગોવિન્દદાસવાળી વાચનાનુસાર કડીઓનો સંખ્યાક આપેલા છે જે, કૃતિની આરંભિક કડીથી તે અંતિમ કડી સુધી સળંગ (running) અપાયો છે એ દષ્ટિએ પ્રત્યેક દૂહા ચોપાઈ છપ્પાની અકેકે ઘટકલેખે ગણના કરી છે એ મુજબ કુલ ૭૪૭ કડીઓ છે તેમાં ૧૪૧ અને ૧૪૩ એક જ કડી છે એટલે ૭૪૬ કુલ સંખ્યા છે

## (૨) પ્રતની લેખનગત વિશિષ્ટતાઓ :

આ કૃતિનો પાઠ તૈયાર કરવામાં બન્ને વાચનાના મહત્ત્વના પાઠાન્તરો નોંધ્યા છે શબ્દની જોડણી વ. પ્રતની જે વિશિષ્ટ પ્રકારની લેખનરીતિ છે તે, તે સમયની બોલાતી ભાષા અને લેખનપદ્ધતિને કારણે હોઈ, પ્રસ્તુત કૃતિમાં આવતા શબ્દોમાં કેટલાક વ્યાપક વલણો જે તારવી શકાય છે, તેનો ખ્યાલ આપવાની દષ્ટિએ અહીં નોંધ કરી છે અહીં ઝીણાઝીણા તો અનેક પાર વગરના હાજિક ફેરફારો છે, અને એક શબ્દ અનેક રીતે લખાયેલા મળે છે પણ અહીં માત્ર જે લેખનભેદો કંઈક અંશે તત્કાલીન ઉચ્ચારણ માટે યે સૂચક લાગ્યા છે તેમના પ્રત્યેક જ આગળી નોંધી છે શબ્દની સામે કડી કે છપ્પાના ક્રમ દર્શાવ્યો છે

## 'ય' કાર

(૧) ઘણુંખરું આગલી ભૂમિકાના 'ઇ' કારને સ્થાને 'ય' કાર મળે છે. અર્વાચીન શિષ્ટ ગુજરાતીમાં તે નથી. પણ કેટલીક બોલીઓમાં તે જળવાઈ રહ્યો છે. દા. ત. અલખન્ય (૧૭), બ્યવેક (૧૮), વવ્યેક (૧૮૭), શ્રીપત્યરાય (૧૯), ભામ્યની (૧૯૫), કામ્યની (૨૪૦, ૪૧૨), બેહેન્ય (૧૭૮), માલાસ્યે (૧૭૮), તમ્યો (૧૮૭), છત્ય (૧૯૩), કાલ્યે (૨૦૩), ત્રણ્ય (૨૧૨), સાથ્ય (૨૨૫, ૨૫૨), આગલ્ય (૨૩૯), દાખ્ય (૨૫૬), નેવ્ય (૩૬૪), પઅન્ય (૧૦૬), એકાંત્ય (૫૨૯), ગણપત્ય (૮), નીધ્ય (૮), ગત્ય (૩૭૭), ભ્રાંત્ય (૭૦૮), અત્ય (૨૭૪), જાત્ય (૩૭૨).

(૨) આગલી ભૂમિકાનો 'ય' કેટલીકવાર 'યે' રૂપે મળે છે. અને તેની અસર નીચે આગળના 'અ' નો 'એ' થઈ જાય છે. દા. ત. જેયેદેવ (૫), લોયેણ (૨૪૮), વાયેક (૨૭).

(૩) કોઈવાર મૂળમાં કશું ન હોય ત્યાં 'ય' ઉમેરાયો છે. ઘણુંખરું આવો ઉમેરો 'એ' સ્વરની પૂર્વે થાય છે. દા. ત. ન્યેત્રપુંજ (૨૧), પૂજેત્યે (૩૩), વ્યેપ (૪૦૧).

(૪) 'ઉ' કાર પછી આગલી ભૂમિકામાં જ્યાં 'ગ' કાર હોય છે અને જેને સ્થાને અર્વાચીન ગુજરાતીમાં 'વ' કાર મળે છે તે અહીં જૂના રૂપમાં જ પ્રાપ્ત થાય છે દા. ત. ગરુયો (૧૩), કુયર (૩૫), વરુયો (૬૩૫).

## 'હ' કાર

'હ' કારની અસર નીચે, શબ્દના સ્વરૂપમાં વિવિધ ફેરફારો થાય છે.

(૧) કેટલીક વાર 'હ' કારની પછીના સ્વરનો પ્રભાવ આગલા અક્ષરના સ્વર પર પડે છે દા ત. મેહીમાયે (૧૫), સૌહુ સૌહુ (૧૮, ૨૩૭, ૨૪૫), બેહેન્ય (૧૭૮), બોહો (૧૭૮), માહાલ્યે (૧૭૮), કોહોને (૨૨૮), માહારાને (૨૨૮), ત્રોહો (૫૧૯), નાહાયા (૪૯૭)

(૨) કેટલીકવાર આગલા અક્ષરનો સ્વર પછી આવતા 'હ' કારમાં રહેલા 'અ' કારને બદલીને પોતાના જેવો બનાવી દે છે દા. ત ચેહેન (૨૫), મોહો (૧૮૪)

'સ' કાર પછી કેટલીકવાર 'હ' નો પ્રક્ષેપ થાય છે દા. ત. સાહાક્ષાત (૧૭), સાહાસ્ર (૨૧૯), નવસેહેરો (૨૪૮)

'ષ' કાર

'ષ' ને 'ષ' તરીકે અને 'ખ' તરીકે (તેમજ ખ ને 'ષ' તરીકે) લખવાનું મધ્યકાલીન પ્રતાનુ વલણ જાણીતું છે વિશેષ નોંધવા જેવુ એ છે કે ઘણખરૂ 'પુરુષ' 'પુરુખ' (७४१) એમ લખાયેલા મળે છે ઉચ્ચારણ 'પુરુખ' હોવાનું જણાય છે એ જ પ્રમાણે 'વરષા' (૫૨૬)

'ક્ષ' કાર

આગલી ભૂમિકાનો 'ષ' 'ક્ષ' તરીકે 'ખ' તરીકે, 'ખ' તરીકે, 'ખે' તરીકે, 'ખ' તરીકે એમ વિવિધ રૂપે મળે છે દા ત પરતક્ષ (૨૨૯), સાક્ષાત (૨૭), નીખ્યા (૮૫૬), અખેર (૨૫૦), વૃખવેર (૨૮૫), રખણ (૨૪૩), અતીખ (૩૪૬), ભ્રખક (૨૫૭), ખેમ (૧૦)

'ર' કાર

(૧) કેટલીકવાર છૂટો ર'કાર આગલા વ્યંજન સાથે જોડાઈ જાય છે દા. ત પ્રમારથી (૧૬), વાર્તા (૨૩૧)

(૨) કેટલીકવાર પાછલા વ્યંજન સાથે જોડાય છે દા. ત તર્ત (૩૭૩)

(૩) કેટલીકવાર જોડાયેલો 'ર' કાર છૂટો પડે છે દા. ત પ્રમારથી (૧૬), પરતક્ષ (૨૨૯), દુર્જોધન (૩૨૮), નમગ્ર (૪૦૨), પરમમનુ (૪૦૦), મુરજાદા (૨૪૩)

(૪) કેટલીકવાર આગલા સાથે જોડાયેલો 'ર' કાર છૂટા પડી પાછલા સાથે જોડાઈ જાય છે દા ત ભર્મ (૧૧૪)

(૫) કેટલીકવાર તેથી ઊલટું — પાછલા સાથે જોડાયેલો 'ર' કાર છૂટો પડી આગલા સાથે જોડાઈ જાય છે દા ત સૂગ (૨૪૨) કટ્પ (૨૬), પ્રભ (?)

'ક' નો 'ગ'

મસ્તગ (૨૦૩) લકીગત (૯૮૧) પુસ્તગ (૩)

અનુસ્વાર

(૧) અનુનાસિક વ્યંજનની પૂર્વેના સ્વરને અનુનાસિક કરવાનુ વ્યાપક વલણ. દા. ત ચંન (૩૨) ગ્રંથ (૨૪૩), ગાંભણ (૨૮૫), દેયણ (૨૫૫),

પલ્લાંણ (૨૫૧), માંનુ (૨૧૩), કાંમ (૬૦૫), ક્લાંણ (૨), ભંમાડા (૫૩૭), સાંમા (૩૬૭), નિધાંન (૩૭૩), નિદાંન (૩૮૮), હાંમ (૬૦૫), તંનયા (૧), કાંમ્યની-(૪૧૨), પંનર (૨૨૯), પાંણ (૨), વાંણી (૨૯).

(૨) કેટલેક સ્થળે અંત્ય અનુસ્વાર નથી મળતો. દા. ત. માંનુ (૨૧૩), સરીખડુ (૧૬).

પ્રતોની લેખનરીતિનાં જે થોડાંક વલણો તારવ્યાં છે તે ઉપરથી જોઈ શકાશે કે સામાન્ય રીતે જે વલણો શામળની બીજી કૃતિઓની હસ્તપ્રતોમાં તથા તેના સમકાલીનોની કૃતિઓની હસ્તપ્રતોમાં મળે છે, તે જ અહીં આપણને મળે છે.

ભૂચો 'નોધારા-આધાર' મહાશિવની ઘણીઘણી માનતા માની, કુંવરી મેળવવાના મનસૂબા ઘડવા લાગ્યો

એમ કરતા સાત દિવસ પૂરા થયા વળી સામો રવિવાર આવ્યો કુંવરે ચન્દ્રાને મળવા ઉપાય કર્યો પત્ર લખી કુંવરી આવે તે પહેલા મહાદેવના લિંગ પર મૂકી આવ્યો

ચન્દ્રા આવી કાગળ દીઠો તેવો લીધો વાચ્યો 'પ્રાણ પરવશ પડ્યો' એ ના વિમાસણમાં પડી "અરે! આ અહીં લાવ્યુ કોણ?" પત્રથી જાણ થતા, "એ કુંવરનું નામ ચન્દ્રક ને માનુ છે ચન્દ્રાવતી મેળ ના મળે છે સારા, સમસ્યાઓના ઉકેલ માટે "જે પૂછવુ કે' માહરુ તે મારો ભરતાર" એ પ્રતિજ્ઞાથી ચન્દ્રની તપાસ કરવા માંડી

ચન્દ્રને થયુ "જાત્રકારણે આવિયો હળવો જેમ પીંપળપાન" છુ એટલે હમણા તો જાઉં "નાસરવાસો શોભિત લાવશુ" ત્યાર વાત ચતુર માલણ ચન્દ્રની ચિંતા કળી ગઈ કુંવરને 'બીજા સાત દિવસ રહો', તેમ કહ્યુ ને ચન્દ્રાને મળવા જવા તૈયારી કરી, ભેટસોગાદ સાથે

" ગુંથી ચોલી ફૂલની ગુંથ્યા ચરણાંચીર
ગુંથી ચાદર ચોગમા ગુંથી પલંગા પાટ "

ને એમ,

" ભેટ લઈ ગઈ ભામ્યની ચન્દ્રાવતી ચન્દ્રા આપ "

જોઈ, ચન્દ્રા બોલી,

" ભલે આવી તુ ભામ્યની ભલે લ્યાવી ભેટ
એ પૂજા મોકલુ પાધરી જાહા શિવશક્તિ ઠેક
જ્યેહેન્યે ઘેર સ્વામી સેજ પર નારી સાથે હોય
તે ફૂલ પલંગે પાથરે લહે લાખિણો લાહાઓ "

પણ,

" અહાર સુણુ એકલા એસા વૈભવ અપાર
એ ત્યાર સર્વ શોભશે જબ ભ્રટીશૂ ભરથાર "

વળી, સમસ્યા છોડે તે વર, બીજા ભાઈબાપ તે પછી, "કાલે એક કૌતુક થયુ" ની વાત કહ છે માના ખાત્રી આપે છે, એ જ "સ્વામી સમર્પ્યો શિવજીએ" એમ સમજો ને જરૂર પૂછેલી સમસ્યાના જવાબ આપશે "માટે એની ખોળ જ કરો, એ વરને તમે નિશ્ચે વરો" કુંવરી કહે, 'પણ એનો

ઉપાય શો? કયા શ્રીહદ નગરી ને ક્યા ગોમિલા પારગ?' — "શત જોજનની આતગ" માલણ ધારણ આપી તુરકો પાડે છે 'મારા એક ગાર છે "પ્રતિઉત્તર એક માસમા મગાવી આપું પત્ર". પછી કાંઈ?' ચંદ્રાઠ એ ૩૨ જેટલી "સાખી સમસ્યા, નોર।" લખી પત્ર તૈયાર કર્યો માનાને આપ્યા

આમ માનાનાઈ તા મેળવવાનો ભેદ આપી ઘેર ગયા "બ્રાધવ"ના હાથમા મૂકતાં બોલ્યા "બત્રીસ સમસ્યા બૂઝશો તો પરણે પ્રેમદા પેર." નહિતર, નહિ. ચંદ્રસેને પત્ર લીધા, માથે ચડાવ્યો ને આત્મશ્લાઘાપૂર્વક બોલ્યો "એહે કન્યા મેં તો વરી, જસ દેશે જુગદીશ" વળી ખુમારીથી બોલ્યા, 'જેના જેથ તું મોથે છે, તે પૂરી જ જાણે છે? કે પછી કહી પણ? હું એનું પારખુ લઈશ' પત્રમા "સ્થાપણ દસ્ત (દસ્કત)" જોઈ "માન ઘણેરો માનની"ની ખાતરી થઈ પછી લખ્યુ "તું સમસ્યા પૂછી મનમા અહંકાર રાખે છે તા લે આ સમસ્યાઓ ને છાતી ને ભાર ભાગશે. તું નારે જેને પરણવુ હોય તેને પરણજે મારે તારુ કામ નથી. પણ સાથે સાથે જાણી લે: જે કોઈ મારી સમસ્યા પૂરશે, તે મારી નાર થશે'

આમ "જુવતીની મતિ જાહરી (જાહેર)" કરવા ચંદ્રસેને સામી સમસ્યાઓ પાઠવી બત્રીસ ૩૨

માનાએ ચંદ્રઠ પાસેથી સમસ્યાઓ લીધી તો ખરી. પણ વિમાસણમા પડી હવે કરવુ શુ? ચંદ્રાઠ સમઝ જ્યે કે સમસ્યાઓ આપનાર અહીં જ છે નહિતર એ દિવસના આંતરામા એ બને કેમ? ક્યાં "વીસ મહીનાની વાટ" છે ક્યાં? ચતુર માનાએ જઈ વાત છતી કરી, પણ પોતાની રીતે એક બ્રાહ્મણ અડસઠ તીર્થ નહાવા નીકળ્યા છે એક દિવસ ને એક પહોરમા બધા તીરથ કરે, ને કચાય રાતરોકાણ નહિ, તેવું ભગવાનનું વરદાન છે સામન્ત સમ દઈ વાત "જાહેર" ન કરવાનું કહાવી, મે તેને ચંદ્રઠ પાસે મોકલ્યો, તે "ઉત્તર એક પહોરમા" લઈ આવ્યો.

કુંવરીને તો ગુસ્સો લાગી 'ગમે તે કર, એ "બ્રાહ્મણ"ને તેડી લાવ એનું તે કઈ બને? નકી તું મને છેતરે છે એ પુરુષ તારે ઘેર છે' ધીટ માનાએ સ્થિતિ પરિસ્થિતિને, પોતાને અનુકૂળ જે વળાંક આપ્યો હતો, તેનો હવે ફોડ પાડવા ને ધારી અસર જોઈ હતી પડી હાથ જોડ્યા તેથી ચંદ્રઠ એકાંતમાં લઈ ગઈ, વૃત્તાંત બતાવ્યુ ને "ચાર શમગાર" આપી, ચોરી વાત કહાવી. ને માનાએ કહી. તેના જવાબમા

" . . . . . . દરશન તેહનું દેખાડ,
પલક થયે પચાસ ભવ રૂદયા સાથે રાડ "

ચંદ્રા૦ આમ બોલી મેળાપ મુશ્કેલ હતો કારણ રાજાએ ચોગમ ચોકી મૂકી છે માનાએ રસ્તો કાઢયો :

" તે નરને કરૂ હું નાર "

ને એમ "પેટજણી પુત્રી" કહી તને મળવા લઈ આવુ

માનાએ તો ઘેર જઈ ચદ્ર૦ ને વધામણી આપી સમીસાજના મેળાપનો વાયદો કહ્યો પણ ચદ્રસેને, મરદ મટીને મળવાને બદલે "જર જોરાળા થઈને જવુ" એ દરખાસ્ત મૂકી નહિતર જાતરાએ ચાલ્યો જાઉં એમ કહ્યુ માનાએ કહ્યુ 'જે જવુ જ હતુ તો તુરત જવુ હતું હવે સીહવ્યા લાગશે' છેવટે પ્રધાનપુત્રની સલાહ લઈ "પ્રેમદાનુ પાગરણ અગ" ધરી ચદ્ર૦ તો મળવા ચાલ્યો બારણે પ્રતિહારીએ રોકયો ચદ્રસેને "અમૂલક વિંટી" પકડાવી કે તુરત જ પ્રતિબધની રુકાવટની બધી બીડેલી ભોગળો ખૂલી ગઈ! ચદ્ર ચદ્રા૦ મળ્યા

ચદ્રા૦એ ચદ્ર૦ સમક્ષ, પિતાને વાત જાહેર કરી લગ્નેચ્છાનો પ્રસ્તાવ મૂક્યો ચદ્રસેને ના પાડી જાતરા કરતા એક માસ લાગશે વળતા આવીશ ચદ્રા૦ બોલી.

" એક મહિનો તમે શૂ કહો એક પલક ન જાયે
દેહમા જીવ રહે નહિ બીજોગ તમારો થાયે "

પછી બન્નેએ ગાધર્વવિવાહ કર્યો ચદ્રા૦ ને ગર્ભ રહ્યો ચતુર માલણ સમજી ગઈ ભય બતાવ્યો, એટલે ચદ્રસેને પત્ર લખી, બધી બીના લખી એકરાર કર્યો માલણને પત્ર સાચવવા ને વિપત્તિ પડે તો પત્ર જાહેર કરવા કહી, જાત્રાએ નીકળ્યો

આવી રહ્યો રાજસધ રાજાની નગરીમા વચ્ચેરે પૂછગાછ કરી, હેડમા પૂર્યો એક વેળા રાજપ્રધાન શ્રીરણછોડે જતા હતા, ત્યારે ચદ્ર૦ ના પિતાએ વાટમા ભગાણ પાડવુ, ને કારાગૃહમાં નાખ્યો એનુ આ વેર! શૂળીએ દેવાનુ ઠર્યું બિચારો ચદ્ર૦! સવા પાશેર જ અન્ને દેહ ટકાવતો છ માનથી કારાગારમા પડયો દેવગતિ અનેરી છે

બીજી બાજુ ચદ્રાવતી "વનીતા નિત્ય જુવે છે વાટ" એવી દશા છે વીસ દિવસનો વાયદો ખૂટતા માલણને પ્રાણ તજવાની વાત કરી માલણે ધારણ

"જીવનદાન કીધું તમ્મો ને ત્યમથી વાલાનું કોણ ?"

છતાં મારે શ્રીમેળાનગર ગયાવિણ છૂટકો નથી. "વચન માલારૂં વહી જાય છે." નિધિનંદનીએ "શિઘ્ર શિઘ્ર અસવારી કરો" એમ કહી સેના સાથે વળાવ્યો.

ચંદ્ર૦ દેશ જીતનોજીતનો સસરાના ગઢ પાસે પહોંચ્યો. કહેવરાવ્યું : "જોર હોય તો જુદ્ધે ચઢ" નહિતર "તમારી પુત્રી પરણાવ્ય", એમ નહિ કરે તો "નગરનું ઝગર થશે." રાજાએ પ્રધાનની સલાહ માગી. પસ્તાવો કર્યો, પુત્રી હોત તો પરણાવત, હવે શું ?

વજીરે આશ્વાસન આપ્યું. ને ગયો ચંદ્રસેનને મળવા, તેણે ચંદ્ર૦ ને બધી વાત કહી; ચંદ્રાવતી પોતાને ઘેર છે તેની જાણ કરી. ચંદ્ર૦ તો અપરંપાર રાજી થયો. ને પોતાની ઓળખ તેમજ અથેતિ વાત કરી.

પ્રધાન તો ગયો પાછો રાજા પાસે. બધી વાત કહી. ચંદ્રા૦ ને સાત માસનો પુત્ર છે, તેય કહ્યુ. રાજા "ધનધન્ય" બોલ્યો. ને બન્ને નીકળ્યા ચંદ્ર૦નું સામૈયું કરવા. જમાત્રને માનપાનથી નગરમાં તેડ્યો. ચંદ્ર-ચંદ્રા૦ મળ્યાં. આનંદઆનંદ થઈ રહ્યો

પછી ચંદ્રસેને પ્રાણ ઉગારનાર નિધિનંદનીને તેડાવી. માલણને ન્યાલ કરી; પ્રતિહારીને અઢળક વરસ્યો. ને બે રાણીઓ સાથે ઠાકમાઠથી પહોંચ્યો પોતાને દેશ — શ્રીલખનગર. માબાપને મળ્યો, પગે પડ્યો. "બાર વરસે મેલો" થતાં સહુ સુખિયા થયાં. ખાધુંપીધું ને ભોગવ્યું.

આ મુજબ છે ચંદ્રચંદ્રા૦નું કથાનક.

## ૨. ચંદ્ર-ચંદ્રાવતી વાર્તાનું કથાઘટકદૃષ્ટિએ પૃથક્કરણ :

હવે આપણે તપાસીએ કે આ કથાનાં ગૌણ અને મુખ્ય કથાઘટકો ક્યાં ક્યાં ? Stith Thompson *કથાઘટકની વ્યાખ્યા, તેના સ્વરૂપવિભાગો અને

* જુઓ The folk tale by Stith Thompson મા કથાઘટક એટલે Motif-ની આપેલ વ્યાખ્યા – પૃ ૪૧૫ ૪૧૬.

"A motif is the smallest element in a tale having a power to persist in tradition. In order to have this power it must have something unusual and striking about it" કથા ઘટકના વિભાગો આ મુજબ : ૧ કાર્ય કરનારાં લાક્ષણિક પાત્રો. ૨ કથાની ભૂમિકામાં રહેલાં કેટલાંક વિલક્ષણ તત્ત્વો (દા. ત. જાદુઈ ફાનસ, મુખમાંથી મોતી ખરવા વ વ) અને, ૩ કોઈક છૂટક વિલક્ષણ ઘટના

પછી એક વાર્તાનું પૃથક્કરણ કરી આપે છે; તે અનુસાર આપણે આ આખી કથાનું કથાઘટકદૃષ્ટિએ પૃથક્કરણ કરીએ :—

નાયક (રાજાનો કુંવર) — દેશાટન (જાત્રાનિમિત્ત) — મિલનનિમિત્ત (શિવ-દર્શનનું નીમ) — લગ્નશરત (સમસ્યાઉકેલ) — મિલનયોજક, મદદનીશ વ. (માલણ, પોળિયો, દાસી) — શરતપાલન (સમસ્યાવિનિયોગ) — મિલન (ગાંધર્વવિવાહ) — માર્મિક વિટંબણા (ગુપ્તસંબંધે ગર્ભ) — એંધાણી (સંબંધ તેમજ પુનર્મિલનની પ્રતીતિરૂપે પત્ર) — દેશાટન (નાયકનું પુનઃ જાત્રાપ્રયાણ) — નાયિકાને વિપત્તિ (રાજાજ્ઞાથી વનવાસ) — તેમાંથી ઉગાર, મદદ ને સંરક્ષણ (વણઝારે આપેલ ગુપ્ત આશ્રય) — શુભ બનાવ (પુત્રજન્મ) — નાયકને આપત્તિ (પરરાજ્યમાં કેદ) — આફત (શૂળીની તૈયારી) — મદદ (બીજી નાયિકાએ બચાવ્યો) — સુખદ પરિવર્તન (મુક્તિ ને બીજું લગ્ન) — પુનર્મિલનની તૈયારી (નાયકનું પ્રથમ નાયિકાપ્રતિ પ્રયાણ) — નાયકની ચડાઈ અને શરત (કાં તો કુંવરી કાં તો રાજ) — સમાધાન-મદદ (વણઝારો) — અભિજ્ઞાન (નાયકને નાયિકાએ, તેના પિતાએ, વણઝારે સહુએ ઓળખ્યો) — સુખદ અંત (માતાપિતાબાળક અને સ્વજનસમુદાયનું મિલન) — નાયકનું ગૃહપ્રયાણ (નાયકનું સપરિવાર ગૃહગમન).

આ મુજબ છે ચંદ્ર-ચંદ્રા૦ નાં કથાઘટકો — કેટલાંક ગૌણ કેટલાંક પ્રધાન. તેની અન્ય વાર્તાઓમાં પણ તેવાં કયાંક સમાન કથાઘટકો ને તજ્જન્ય કલા-આયોજના હોય છે. તેનો તુલનાત્મક અભ્યાસ કરવા જેવો છે.

પ્રથમ તો આપણે પદમાવતી વાર્તા સાથે તેને તુલનાવી જોઈએ. કારણ તેના કેટલાક અંશોમાં પદમાવતી વાર્તાનો અણસારો આવે છે. સાથેસાથે શામળની અન્ય વાર્તાઓના સમાન અંશો પણ જોઈશું.

### ૩. ચંદ્રચંદ્રાવતીનાં કથાઘટકોનું તુલનાત્મક અધ્યયન :

#### અ. નાયકનું દેશાટન અને તેનું પ્રયોજન

પદમાવતીમાં કુંવર પુષ્પસેન, બાર વર્ષને દેશવટે રાજ્યબહાર જાય છે. ચંદ્ર૦ પણ બાર વર્ષ માટે જાય છે. પણ તેનું જાત્રાપ્રયોજન છે. પુષ્પસેન અથવા પુષ્પકના દેશવટાનું કારણ પાત્રસંગત હોઈ સબળ -વજુદવાળું લાગે છે. તે છે ગુનાની શિક્ષા. ગુનો એ કે નેણકમળ શેઠની દીકરી સુલોચનાથી આકર્ષાઈ જો રાતે તેને આવાસ જાય છે ત્યારે બે વાઘ નગરમાં ચઢી આવ્યા છે. ને રાજાની આજ્ઞાથી જ્યારે વાઘ મારી નાખવા જાય છે ત્યારે પુષ્પકથી જ — જો કે અજાણપણે — રાજાજ્ઞાનો લોપ થાય છે. ને શિક્ષા સ્વીકારી લે છે. પણ સાથેસાથે

નગરપડો ન સાંભળ્યાનુ કારણ કહી દે છે, તેથી રાજા તેને મંત્રીપુત્રના સાથે પરણાવીને, પછી મોકલે છે ને, " જો પુત મારો હોય, વનમાં જાજે એકલો, સાથ ન લઈશ કોય " — આમ પરણાવ્યા છતા અપરિણીત રહેવાની શિક્ષા કરે છે

જ્યારે ચંદ્ર૦નુ જાત્રાનિમિત્ત એટલુ સબળ હોવાની પ્રતીતિ કરાવતુ નથી કારણ, જાત્રાને યોગ્ય નથી તેની વય ને વળી, જાત્રા દરમ્યાન તે જે રીતે બન્ને લગ્નો કરે છે તે જોતા, તેની વૃત્તિ પણ તેવી નથી, તેમ પ્રતીત થાય છે એટલુ જ નહિ તેનુ સમગ્ર પાત્રનિરૂપણ તેની સાખ પૂરે છે અને તેથી, વાર્તાસંકલનામા તેનુ એ પ્રયોજન બોદુ હોવાની છાપ પડે છે જાત્રાએ નીકળતા ને ચંદ્રા૦ સાથે ભેગો થતા તે ગાંધર્વવિવાહ કરે, એ વાત માનો કે એક વાર સ્વીકારી લઈએ પણ પછી, તે સગર્ભા છે તે જાણ્યા છતા જાત્રાએ ફરી આગળ વધે, તે વેળા જાણે મહત્ત્વની બીનાને ઉવેખી નક્રિય બનતો ન હોય તેમ લાગે છે એ કરતા પણ અધિક, એવી પરિસ્થિતિમા તે બીજા લગ્નમા પડે, અને વરસ રોકાઈ જાય, તે બેહૂદુ નથી? બીજા લગ્ન પહેલા, તેને સૂળીએ ચડાવવા લઈ જવાય છે, ત્યાથી છોડવીને તેને બીજી રાજકન્યા નામે નિધિનંદનીને પરણાવવા લઈ જવાય છે તે વેળાની તેની દશા! ને દયનીય નિષ્ક્રિયતા! જાણે કોઈને વધસ્તંભ પર લઈ જતા ન હોય? તેવો તે લાચાર દેખાય છે અને ત્યાર આપણને થાય છે કે તીર્થાટનને મિષે તે કેવળ બન્ને કુંવરીઓને પરણવાના વ્યસલગ્ન સાહસે (?) જ નીકળ્યો છે, અર્થાત્, તેનુ જાત્રાપ્રયોજન તે વસ્તુત દેશાવર ખેડી તે નિમિત્તે લગ્નપરાક્રમનુ લેખી શકાય

જ્યારે પદમાવતીમા, સંભવાસંભવ દૃષ્ટિએ જેનુ પુષ્પકનુ પ્રયોજન સાહજિક હોઈ સબળ છે તેવુ સાધન્ત તેનુ પાત્ર પૂર્ણ ઓજસભર્યું ને વિશિષ્ટરૂપ જણાય છે

શામળની ભદ્રાભામિની વાર્તામા કસ્તુરચંદ જાત્રાનુ મિષ કાઢી ભદ્રાનુ પારખુ લેવા જાય છે, તે જ પ્રમાણે મદનમોહનામા મોહના પુરુષવેશે પદ્મનીને પરણ્યા બાદ, 'જાવુ જરૂરી જાતરા (કડી ૧૦૭૫) નુ મિષ કાઢી મદનની તપાસ માટે આગળ જાય છે અને મદન પણ અરુણાને પરણ્યા બાદ, મોહનાની ભાળ મેળવવા જાતરાનુ જ — એનુ એ જ બહાનુ કાઢી નીકળે છે

આમ, જૂની કથાઓમા પોતાના રાજ્યમાથી નાયકને બહાર નીસરવાના આટલા સામાન્ય નિમિત્તો રૂઢ થયેલા જણાય છે ૧ વાણિજ્ય અર્થે વિદેશગમન ૨ રાજાની ખફામરજીને દંડરૂપે દેશવટો ૩ રાજ્યરક્ષણાર્થ યુદ્ધનિમિત્તે અન્યના દેશ પર ચડાઈ ૪ જાત્રાગમન

આપણે જોયું તેમ ચંદ્રકાન્ત અને અન્ય નાયકોનું દેશાન્તર, રાજ્યબહારની કન્યા પ્રાપ્ત કરવાની રોમાંચક ઘટનાનું નિમિત્ત બને છે એટલું જ નહિ, દેશાન્તર નિમિત્તે વિઘ્નોને હરાવવા કરેલ સાહસ નાયકના પુરુષાર્થને પ્રકાશ કરાવનાર તત્ત્વ હોઈ, ત્યાં અવનવીનતા ને રોમાંચકતા ઉમે છે વર્ણાન્તર લગ્નયોજના સામાજિક નિષેધરૂપે હોઈ, એ પણ તેનું રોમાંચક તત્ત્વ છે

આવા અનેક રોમાંચક તત્ત્વો આ જાતની પ્રણયકથાઓમાં આવે છે દૃષ્ટાંત તરીકે ચંદ્રકાન્તે મળવા સીવેશ અન્તઃપુરપ્રવેશ — છે જેનો પ્ર પા. જૂની વાર્તાઓમાં જડે છે વેતાળપચીશીની સંસ્કૃત આવૃત્તિની ૧૫મી વાર્તામાં મનઃસ્વામી, રાજપુત્રી શશીપ્રભાના પ્રેમમાં હોઈ મેળવવા માટે ગુરુ મૂળદેવની મદદ લે છે સિદ્ધ મૂળદેવ મોંમાં મૂકવાની યોગગુટિકાથી પોતે વૃદ્ધ બ્રાહ્મણ બને છે ને મનઃસ્વામીને કન્યા બનાવી તે પોતાની પુત્રવધૂ છે એમ જાહેર કરી અંતઃપુરમાં પ્રવેશ કરાવે છે રાજા તેને પુત્રી જેમ રાખે છે તે પછી, મનઃસ્વામી ગુટિકા કાઢી મૂળ રૂપ ધારણ કરે છે ને ગાંધર્વવિવાહ કરે છે* ચંદ્રકાન્ત પણ પછી ગાંધર્વવિવાહ કરે છે

સ્ત્રીવેશે પુરુષનો પ્રેમપ્રયાસને અંતઃપુરપ્રવેશ, તેવા ઉલ્લેખ, એ કથાવીગત જુદી પરિસ્થિતિમાં અન્ય ગ્રંથમાં ઉલ્લેખાય છે ને વલ્લાલવિરચિત 'ભોજપ્રબન્ધ'માં કવિ કાલિદાસ વિરે વક્રબુદ્ધિથી પ્રેરાઈ તેની સાથેના વિદ્વાનો, રાજા સમક્ષ તેના દુશ્ચરિતની ખોટી વાત દાસી દ્વારા પહોંચાડે છે રાજાની પરિચારિકા તરુણની રાજાના પડદાઓના ભાગમાં ગેરુ આવી જવાનો ડર છે અને તે દરમ્યાન પોતાની સખી મદનમાલિનીને અજાણપણે જાણે જાણ કરતી હોય તેમ સમાચાર આપે છે કે, દુરાત્મા કવી સ્ત્રીવેશે અંતઃપુરમાં પ્રવેશી રાણી લીલાદેવી સાથે રમણ કરે છે ×

આમ, ચંદ્રકાન્તે ન તો અન્ય વિઘ્નોને પણ ત્યાંના રોમાંચક તત્ત્વરૂપે સમજવા જોઈએ એવા એક વિઘ્નમાં ચંદ્રકાન્ત પોતે સાહસ નથી ગના પણ બીજી રાજકન્યા નિમિત્ત થી કર છે ચંદ્રકાન્તને કેદખાનામાં ને પછી શૂળીએ ચડાવવા લઈ જાય છે ત્યારે નિમિત્ત થી તેને છોડાવી પરણે છે ત્યાં આગળ નાયિકાના નાયકપ્રતિનો પ્રેમ ને સાથેસાથે તેની ચતુરાઈ — બન્ને પ્રગટ થાય છે આને

*જુઓ હ ચુ ભાયાણીકૃત 'શોધ અને સ્વાધ્યાય'માંથી પૃ ૧૭૭–૭૮

× જુઓ શ્રીપંડિત બલ્લાલવિરચિત 'ભોજપ્રબન્ધ' – વ્રીનિવાસ પંડિત બસ્તીરામકૃત ભાષાટીકાસમેત પૃ ૯૬ ૯૭ લક્ષ્મીવેંકટેશ્વર મુદ્રણાલય – કલ્યાણ, (મુંબઈ)

મનનું કથાઘટક છેક અર્વાચીન કૃતિમાં 'ગુજરાતનો નાથ'માં મળે છે મંજરી કાકને કેદખાનામાંથી છોડાવી પ્રેમ સિદ્ધ કરે છે

રાજખાફમાંથી ગુનેગારપ્રેમીને મૃત્યુશિક્ષામાંથી બચાવી, નાયિકાએ કર્યું લગ્ન, એ ઘણું જૂનું રૂઢ કથાઘટક છે જાતકકથામાં કુંડલકેશિની નગરશેઠપુત્રી ભદ્રા, ખૂની દુરાચારીને ગરદનથી ઉગારી પરણે છે પણ છેવટે, અપાત્ર પ્રેમી વિશ્વાસઘાતક ને પ્રાણઘાતક સમજાતાં તે જ તેના પ્રાણ હરી, સંઘારામ ને ભિક્ષુસંઘમાં જોડાય છે એ ઘણા પ્રબળ ભાવોની કથા પણ પ્રસ્તુત કથાઘટક નિર્દેશે છે

નાયિકાની ચડસાઈ — વર્ચસ્વ, એ જેમ જગતના ઘણા લેખકોમાં, તેમ શામળની પોતાની ને પાછળની અન્ય વાર્તાઓમાં આવતું એક કૌતુકમય પુનરાવૃત્ત પામતું ઘટક છે પં. બંકિમ, શરચ્ચંદ્ર અને છેક ગુજરાતમાં આવીએ તો, શ્રી મુનશી પન્નાલાલપેટલીકરની નાયિકાઓ, તેનાં ઉદાહરણો છે પણ કહેવું જોઈએ કે શામળની ખબરદાર ને વળી પ્રેમમાં પતિત કરતી નાયિકાઓ આગળ, તેના નાયકો ફિક્કા ને પામરા જણાય છે, તે સુવિદિત છે તેનાં અત્યંત ઉઘાડાં ઉદાહરણો, તે મદનમોહનાના નાયકનાયિકા છે મોહનાના લગ્નપ્રસ્તાવને જે રીતે મદન નકારે છે, તે પરથી તે ડરપોક દેખાય છે, ત્યારબાદ બન્ને વિખૂટાં પડી ગયા પછી પરસ્પરની તલાશ કરતા આ પ્રેમીઓમાંથી, મોહના પુરુષોચિત સામર્થ્ય અને ગૌરવ બતાવે છે જ્યારે મદન અન્નજળનિદ્રા ત્યાગી જાણે મૂર્છિત હોય તેમ અવાક્ બની જાય છે, ત્યારે તે સ્ત્રીની જેમ વર્તતો લાગે છે ચંદ્રચંદ્રાવતીમાં ચંદ્ર નિષ્ક્રિય, ઢીલોપોચો લાગે છે નિપિનની સક્રિય ને સબળ જણાય છે આ મુજબનું સ્ત્રીનું પુરુષોચિત ને પુરુષનું સ્ત્રીઉચિત નિરૂપણ એ રોમાંચક કથાનું લક્ષણ છે માનસશાસ્ત્રનું એક નિરીક્ષ્ય તત્ત્વ છે

વળી પ્રથમ દર્શન અને મોહનું તત્ત્વ ચંદ્રાવતીમાં તેમજ પદમાવતીમાં છે ચંદ્ર ચંદ્રાવતીને શિવપૂજને જતાં માળિયેથી ગુપ્ત રહીને જુએ છે ને મોહ પામે છે તો પદમાવતી માળિયેથી પુષ્પકને સરોવરે સ્નાન કરવા જતા જુએ છે ને મોહી પડે છે સુલોચના જળ ભરવા જતી હોય છે ત્યાર પુષ્પકને મૃગયા અર્થે ઘોડે બેસી જતો જુએ છે ને આકર્ષાય છે

શામળની અન્ય કથાઓની જેમ ચંદ્રચંદ્રાવતી અને પદમાવતીમાં પણ, સમસ્યા એક મહત્ત્વનું કથાઘટક છે તેનું પ્રયોજન મોટે ભાગે પ્રણયનું — નાયકનાયિકાસંબંધનું પ્રેરક તેમજ પોષકતત્ત્વ બનીને આવે છે કથાવસ્તુના આંતરસંબંધની દૃષ્ટિએ તે નાયકનાયિકાના લગ્નપૂર્વેની એક શરતરૂપે—પરસ્પરના બુદ્ધિચાતુર્યની પ્રતીતિ માટે, કસોટીરૂપે આવે છે તો કથાના સામાન્ય સ્વરૂપની

મિએ, એક અવાન્તર પ્રયોજન તરીકે, શામળ સમસ્યાને, જનતાને વ્યવહારબોધ, કળવાણી, આનંદવિનોદ ને નવરાશના સમયની બૌદ્ધિક ક્રીડા અર્થે નિરૂપે છે બૌદ્ધિક પુરુષાર્થથી સ્ત્રીપુરુષ પરસ્પરને જીતવામાં, સમસ્યા પ્રેરક નીવડે છે, તેના દૃષ્ટાન્તો શામળની ઘણી વાર્તામાં છે તે સિવાયના પાત્રો વચ્ચે પણ સમસ્યાની — દા ત પદ્માવતીમાં — લેવડદેવડ થાય છે અને ત્યાં પ્રેમ નહિ તો મૈત્રીસબંધની એ થાય છે શામળની 'રૂપાવતી' વાર્તામાં રાજકુમારી ગુરુપુત્રની બુદ્ધિકસોટી માટે સમસ્યાઓ પૂછી પ્રેમમાં પડે છે ને એ જ હેતુએ પણ બે વાર મદનમોહનામાં સમસ્યાઓ આવે છે એક, પતિ ને માદના વચ્ચે — જેનો તત્કાળ નહિ પણ મુખ્ય હેતુ — મદનમોહનાના પ્રેમનિમિત્તના છે તો અનુક્રમપૂછી સમસ્યાનો પ્રશ્ન જવાબ વાગે છે, તેથ લગ્નનિમિત્તે છે ભદ્રાભામિનીમાં 'સમસ્યા' નહિ તો તેનો ભાઈ 'ગાહો' એટલેકે ગાથા બુદ્ધિપરીક્ષાઅર્થે કસ્તુરચંદ તરફથી ફેરવાય છે, જેનો જવાબ ભદ્રા આપે છે, ને લગ્ન કરે છે, પદ્માવતીમાં પણ બન્ને કુંવરીઓનો અને પુષ્પકના સમસ્યાવિનિયોગ એ જ હેતુથી થાય છે પણ પદ્માવતીમાં એ થોડીક લાક્ષણિકતાથી ને વ્યંજનાદૃષ્ટિએ પ્રતીકાત્મકરૂપે થાય છે પાણી ભરી જતી સુલોચનાને પુષ્પક મળે છે સુલોચના છોડ બંડે છે મારા કુંભ પર તાકીને તીર છોડ જળધારા થશે, તો તને એકાવળ હાર આપીશ. પણ જો તીર ચુકવી મારું મંદિર લઈ જાઉં તો 'પરણુ તુ તત્કાળ' ચતુર સુલોચના વણવીંધાયેલ કુંભને લઈ જાય છે કુંવર પ્રતિજ્ઞામુજબ તેને આવાન જવા માટે એંધાણી માગે છે તે નિમિત્તે સમસ્યાઓ આવે છે ને તેમાંની કેટલીક, તો ખરે જ સુન્દર ને કાવ્યાત્મક છે* ને ઉભયના સબંધની પ્રેરક છે તે પછી પુષ્પસેન દેશાવટે જવા નીકળે છે બાર વર્ષે પાછા વળવાની શીખ દેતી સુલોચના નકરુણપણે પોતે તેના વિના કયા કયા ભોગો તજશે તે સમસ્યાથી વર્ણવે છે અને અંતે વિદાય આપતા હૃદયસ્પર્શી વચનો ઓચરે છે તે ઘણા કાવ્યાત્મક છે× સમસ્યા સાથેનો તે બધો ભાગ, પ્રણયને પોષક છે એ

---

* જુઓ બારણું દીવાની એંધાણી મધ્યની સમસ્યા —

"કુંભ કિન સરિખડો, પુત્ર પિવતો નીર
તે મેલુ મુજ બારણું, આવજો આણી ધીર"

× જુઓ

"ચાલુ કરેતા, ચમકશું, ફુક દિકે જીવ જાય
નેણા પડશે નીરથી, નાગનું કરી થાય
આમ પડે ધની નગે, એવડુ મારે દુખ
જ્યારે તમને દેખશું, ત્યારે થાશે સુખ"

પછી બીજી કુંવરી પદમાવતીને પરણના પહેલા બન્ને પરસ્પરને સમસ્યાઓ પૂછે છે તે તે જાણે ઓછી હોય તેમ પદમાવતીના ઉત્તર બાદ તેની સાખી વિહંગના પણ રાજાને સમસ્યા પૂછે છે આ સમસ્યાઓમા કેટલાક પદાર્થો સ્ત્રીવિષયક છે, તે તેની ખાસિયત છે છઠ્ઠી વાર આવતી સમિમ કદની સમસ્યામા, લગ્નસમયે મગળફેરા ફરતા પદમાવતી પુષ્પકને પૂછે છે, જવાબ મેળવે છે કથાના એ કાવ્યાત્મક બિન્દુ આગળ પુછાયેલી સમસ્યાઓ પણ એવી જ કાવ્યાત્મક ને રસાળ છે તે પછી સાતમી વાર છેવટે સમસ્યાઓ આવે છે નુવોવના, પરણીને આવતી શોક્ય પદમાવતીનુ સ્વાગત કરતા સખીભાવે વાર્તાવિનોદઅર્થે પદમાવતીને નાની હોઈ પહેલા પૂછવાની તક આપે છે અને એ રીતે સમસ્યાની રમઝટ બોલાય છે આમ સાત સાત વાર પદમાવતીમા સમસ્યાઓ આવે છે ત્યા સમસ્યાનો અતિ વાપર લાગે છતા પદમાવતીની આખી કૃતિની જેમ તે કાવ્યાત્મક છે ને ખટકતી નથી. ઊલટું કથાપોત સમસ્યાની ગમવણી કલાઆયોજનાથી લહેરાતુ ચમકદાર બને છે

ચદ ચદ્રાવ મા ચદ્રાવ ૩૨ સમસ્યાઓ પૂછે છે ચંદ્ર ૩૨ જવાબો આપે છે વળતા તે ચંદ્રાવને ૩૨ સમસ્યાઓ પૂછે છે પણ તે ચદ્રાવથી વણઉત્તરિત રહે છે ચદ્રાવમા સમસ્યાઓ છપ્પામાં વર્ણવાઈ છે ઉત્તરો દુહામા છે પણ પદમાવતીમા ઉભય દુહામા જ આવે છે, અને સાથે સાથે ક્રમવાર પ્રશ્ન — ઉત્તરરૂપે આવે છે પદમાવતીમા આ સમસ્યાની સખ્યા ૩૨ ની — નિશ્ચિત સખ્યાની નથી કયાક તેથી ઓછી છે અને તે જ્યા ૩૨ છે, ત્યા સમસ્યા ને ઉત્તર બન્ને મળીને ૩૨ છે તેથી તેનો બોજ ન લાગતા હૃદ્ય લાગે છે "જો બુજે બતરીસ" એવી ૩૨ સમસ્યાની કશીક રૂઢિ ચદ ચદ્રાવ મા ઉલ્લેખાઈ છે પણ પદમાવતીમાં નથી. વળી એક નાનું સમાન તત્ત્વ પણ ઉભયની સમસ્યાઓ સાથે લાગેલુ છે ચદ્રાવ સમસ્યાબાદ, ભગવાન રામ ચદ્રની રક્ષા કરે તેવી શુભેચ્છા તે વ્યક્ત કર છે પદમાવતીમા શિવ, બ્રહ્મા, માતા, જોગણી, ગણપ વને પુષ્પકની રક્ષાર્થે નુવોવના પ્રાર્થ છે

ચદ્ર ચદ્રાવ તેમજ પદમાવતીમા સ્ટ્રીક સમાન પદાર્થ વિશેની સમસ્યાઓ છે તે છે મેડક એટલે દેડકો, કોશ, તીર, બરછી છાશ, મૂછ અને મોર, ઘોડિયુ, રેંટિયો વ વિશે છે આ સમસ્યા પદાર્થો જેમ સમાન છે તેમ તેના વર્ણનો શબ્દે કે શબ્દાન્તર સરખા હોય છે કવ ક્વક જુદા ય હોય છે જો કે ચદ્રાવમા જે છપ્પાદ્વારા વીગતે વર્ણવાય છે તે પદમાવતીમા દોહરાની કડીમા સક્ષેપ ને સચોટપણે પુછાય છે ને બીજી કડીમા ઉત્તર અપાય છે ચદ્રાવમાં જવાબ

કેવો ઉન્મેષ ધારણ કરે છે । પદ્માવતીમાં, મદનમોહનામાં ને કસ્તુરચંદમાં અન્ય કુંવરી કે કુંવરીઓને નાયક વરે છે, તે, તે સમયના રિવાજને પ્રત્યક્ષ કરે છે

સમસ્યાઉકેલ અંગે અહીં શામળની વાર્તાઓનું એક ત્રીજું સમાન નિરૂપણ લક્ષણ જોઈ લઈએ તે છે નાયકનાયિકાની લગ્નોત્સુકતા છતાં ખુમારીભરી બેપરવાઈ । ચંદ્ર૦ ચંદ્રા૦માં લગ્નશરતરૂપે સમસ્યા છોડતા લગ્નોત્સુક ચંદ્રસેનને, જાણે પરણવાની પડી જ ન હોય । અને પોતાની ચાતુરીઅર્થે સમસ્યા છોડવાનો પ્રસ્તાવ ન મૂકતો હોય । તેમ લખી મોકલે છે

“ . . . તાહારે ગમે તેને પરણજે
તું રાખે છે મન અહંકાર કહી સમસ્યા ને ભાગ્યો ભાર ” ૩૩૨

વળી “મારે તારું કારજ નથી” (૩૩૫) પણ જે કોઈ સમસ્યા પૂરશે “તે મારી થાશે નાર” (૩૩૫) ‘મદનમોહના’માં પણ મદન અરુણાની સમસ્યાઓ ઉકેલતા કહે છે

“ . . . પુછ ગમે તે પેર,
પરણજે તાહારે ગમે નાહ નહીંતર બેસી રહે ઘેર ” (૧૧૭૪)

તો ભદ્રાભામિની કસ્તુરચંદે ફેરવેલી ‘ગાળી’ ઉકેલતાં કહેવડાવે છે

“ કહે જ્યો જઈ કસ્તુરને પરણ ગમે તે નાર
પુરો ધાહો તારો કરું ઉતારું અહંકાર. ” (૯૯)

પાત્રોની આ અહંકારપૂર્વક અહંકાર ઉતારવાની વાત જે વાર્તામાં વ્યક્ત થાય છે તેય ખરે । એક માનસશાસ્ત્રની દૃષ્ટિએ પરસ્પરનું આકર્ષણ કરનારી રોમાંચક વીગત છે ।

નાયકનાયિકાના સમસ્યાવિનિમય બાદ ગાંધર્વલગ્ન ને ગુપ્તમિલનનું નિરૂપણ ચંદ્ર૦ ચંદ્રા૦માં તેમજ પદ્માવતીમાં આવે છે મદનમોહનામાં પણ પંડિત “ગાંધર્વ વીવા” કરાવી આપે છે વળી એક કે અન્ય પ્રસંગે ગુપ્ત મિલનનું નિરૂપણ પણ આવતું હોય છે શામળ કથાને રંગરસિક બનાવવા નાયકનાયિકાના પ્રથમ મિલનને તમતમતી રીતે વર્ણવવું પસંદ કરે છે ઘણીવેળા તે સ્થૂલ લાગે છતાં જનતાની રુચિને બહલાવવા તે આ પ્રકારની સમાન નિરૂપણયોજના ઉપર્યુક્ત કૃતિઓમાં અખત્યાર કરતો જણાય છે

નાયકનાયિકાસંયોગથી નાયિકાના બે તબક્કાના પરિવર્તનોનું વર્ણન કૌતુકમય રીતે શામળ ચંદ્ર૦ ચંદ્રા૦ ઉપરાંત પદ્માવતી તેમજ ભદ્રાભામિનીમાં કરે છે સ્ત્રીના આ પરિવર્તનો ૧ કેવળ પુરુષસંયોગથી નીપજતા ૨ સગર્ભાવસ્થાને

કારણે નીપજતાં ચંદ્રા૦ તથા ભદ્રા૦ના પરિવર્તનો બીજા પ્રકારનાં છે પદમાવતીના પ્રથમ પ્રકારના છે

ગુણમિશ્રણને કારણ નાટિકામા નીપજતા પરિવર્તનની સંબધિત વ્યક્તિઓને જાણ અને વડીલોનો કોપ એ વીગતો પણ બન્ને કથામા છે પદમાવતીમા પિતાને, તો ચંદ્રાવતીની બાબતમા માતાને, તેની જાણ થાય છે ભદ્રાભામિનીમા નણંદને થાય છે અને સુંદરમદનમોહિનીની છટ્ઠી વાર્તામા માણેકચંદની પત્ની માનકુંવરને વિજાણી રતી જોઈ તેના નગરાને ખબર પડે છે, ત્યારે તે તે વ્યક્તિ — પદમાવતી સિવાયનો કિસ્સામા અમુક જ શબ્દોમા, ભાવભંગિમા તેનો તિરસ્કાર કરે છે, આમ કહીને, "બાલ્ય રૂપ ને રંગ" વગેરે.* નામાંકિત માન્યતા બળવત્તું આ આરોપણ હોઈ સ્વાભાવિક રીતે તે વિશેના વિરોધરૂપેના આ વચનો તિરસ્કાર વ્યક્ત કરે છે

ચંદ્રા૦ની માતાએ માત્ર મૌખિક તિરસ્કાર કર્યો, પણ રાજા પિતાએ તો વનમા જ કાઢી મૂકવાની શિક્ષાનો હુકમ કર્યો, જે વગનો રાજાને જ મુશ્કેલીમા મૂકે એવી ઘટના થામા ગૂંથવામા આવે છે રાજાએ જે દીકરીને કાઢી મૂકી હોય, તેનો જ પતિ ગુપ્તવેશે રાજા પર ચઢાઈ લઈ આવે, રાજા પસ્તાય મૂંઝાય અને તેને મદદ નિમિત્તે પુત્રી ગુપ્ત સ્થાનેથી છતી થાય, એવુ જેમ ચંદ્ર૦ ચંદ્રા૦મા તે મુજબ જ મદનમોહનાની મુખ્ય કથામા પણ છે

પાત્રાને — પછી તે સ્ત્રી હોય કે પુરુષ તેને — વનમા એટલે કે વનમા મોકલવા વિશેના કે પછી કાઢી મૂકવાનો એટલે કે દેશવટો દેવાનો કથાશ પણ જૂની પરંપરાથી નિરૂપાય છે છેક રામાયણ મહાભારતના વારાથી રામવનવાસ,

* જુઓ — ૧ ચંદ્ર૦ ચંદ્રા૦મા —

"બાલ રૂપ તરુણી નાહેરૂ તે તો કુન બોલ્યુ માહેરૂ

બાલ તાહારુ ગરુઆપણુ ગાન વ વ"

૨ ભદ્રા ભામિનીમા

"બાલ્ય રાની રીત્ય, બાલ્ય બુધ ચોર ચાળની"

૩ સુંદર બત્રીસીમા

"બાલ્ય ભલાઉં ગણુવ નાહરૂ બાલ્ય રૂપ ને રંગ"

આ ઉપરાંત,

૪ મદન મોહનામા

બાલ્ય પ્રાણે પ્રીત (૧૧૭૭) પણ તેનો હેતુ ઇતર છે — સામાન્ય સત્યના ઉપદેશનો છે એ તિરસ્કારની ભરી ઉપરના ૩ દૃષ્ટાંતોમા પાત્રની છે, બીજી ઉપદેશની છે

પાંડવવનવાસ, સીતાવનવાસ, નળદમયંતી વનવાસ વ વ ચંદ્રાઉને જે રાનમા માકલવાસંબંધી ઉલ્લેખ છે તો પદ્માવતીમા કુંવરને દેશવટો દવાય છે મદનમોહનામા બન્ને રાજકોપથી ડરીને દેશવટો લેત છે, જે આપણે જોયુ જીવતા મનુષ્ય માટે પ્રાચીન નમયની એ એક આકરી નજા છે એમા પણ, રામ પાંડવોએ સ્વીકારી લઈ જે વનવાસ સ રો તે પરિસ્થિતિ, અને કોઈ એકાકી સીને અનિચ્છાએ ફરજિયાતપણે રાનમા લઈ જઈ છોડી મૂકવી — તે બે વચ્ચે ઘણો ફરક છે નીના, પાછળનુ દમન છે સદ્ભાગ્યે ચંદ્રાઉ તેમાથી બચી જાય છે અને પુષ્પકના દેશવટા આમ તા સુખાન્ત છે આમ છતા કોઈપણ પ્રકારનો દેશવટો (Exile) એ નમાજે કરી વ્યક્તિનો ભોગમા માટી દૂર કરાની — ફેંકી દીધાની — રદ કર્યાની (rejection) અવગણનારૂપ — બહિષ્કારરૂપ શિક્ષા છે વ્યક્તિ — માન કરીને સ્રી માનવવસ્તીથી દૂર તજ વિખૂટી પડી જઈ જંગલમા રઝળી મરે, એ તે વેળાના જગતો ને વધખેરાતા રસ્તાઓ જોતા શક્ય જણાય છે મદન, માલના, ગુણાસ્નેખા, મદનાસુંદરી, ભદ્રાભામિની વ વ ઉપર આ વીતક વીતેલી છે તે ઉપર્યુક્ત કથાઘટકરૂપે છે

આ આકરી નજાનો અમલ સામાન્યપણે ૧૨ વર્ષ લગી હાય છે એ સમયવિસ્તાર, તે નજાનું કાઠિન્ય બતાવવાનું આકરાપણું છે રામાયણમહાભારતથી ચાલી આવતો એ આંક, ઘણી કથાઓમા પ્રચલિત છે ચંદ્રાઉના નગરપ્રવેશ ૧૨ વર્ષ બાદ છે ભદ્રા જેમ "કુળવધૂને" અનુસરીને વાણિજ્ય નદી વેપાર કરતા "વગન્ય જે વરસ બારની" "વીતી ગયુ"ના ઉલ્લેખ છે (૭૭૯ ૭૮૦) પદમાવતીમા 'બાર વરસ પર એક દિન, જો વિતિન જાય' તો જીવ નહિ ધરુ એમ સુલોચના પુષ્પકને કહે છે આમ કથાઘટકના પરંપરાથી ચાલ્યો આવતો આ વીગતાંશ, ઘટનાની તીવ્રતાઅર્થે નિરૂપાય છે

નાયકનાયિકાનું પ્રેમ મિલન અને લગ્નની સંભવતા બાદ પરસ્પરનું છૂટા પડવાનું જે કથાઘટક, તે ચંદ્ર-ચંદ્રાઉમા, ભદ્રાઉમા અને સિંહાસનબત્રીસીની સ્રીચરિત્રની વાર્તામાં આવે છે ત્યાર નાયક છૂટા પડતા પહેલા, દુષ્યન્તે જેમ શકુન્તલાને મિલનની એંધાણીરૂપ વીંટી આપી હતી, તેવી કશીક એંધાણી આપી જાય છે, અથવા તો સાક્ષીનુ તત્ત્વ રાખતા જાય છે ચંદ્ર-ચંદ્રાઉમા ચંદ્ર૦ માલણને પત્ર આપે છે તેમા પોતે કરેલા લગ્નનો એકરાર હોય છે વીંટીની વીગત એ કથામા આવે છે ખરી પણ પોળિયાને આપેલ લાંચરૂપે છે સ્રીચરિત્રની સિંહાસનબત્રીસીની વાર્તામા એક નહિ બબ્બે એંધાણીઓ છે 'પદમાવતી'માં તે આવશ્યક ન હોઈ, નથી ભદ્રાઉમાં દાસીની 'સાખ'

રાખીને કસ્તુરચ-ઊડી જાય છે આગળ જોઈશું કે મૃગાકલેખા, અજનાસુન્દરી વ મા પણ અંધારીરૂપે કોઈની નાખી અથવા મુદ્રિમ કે કડુ વ નાયક મૂન્તો જાય છે મધ્યકાલીન કથાઓમાં સ્ત્રીપુરુષમિલનના પુરાવારૂપે પુરુષ આવી કોઈક એંધાણી મૂકી જાય, એ સમગ્ર શિષ્ટ સમાજના આચારને અનુલક્ષે છે જેમ રાજાઓ કે સ્વજનોના પુરાવારૂપે પણ પ્રતીક આપવાનો રિવાજ હતો તેવા જ આ આચાર સમજવાનો છે સ્ત્રીપુરુષસબંધમાં સ્ત્રીપક્ષે સલામતીની દષ્ટિથી ભદ્ર સંસ્કૃતિના નમ્ર સમાજે સર્જાવલો આ આચાર જણાય છે

નાયકનાયિકાના મિલનના વિઘ્નકર અધોમા તેમના વડીલોનો ઉલ્લેખ આપણે કર્યો હતા પણ તેમના મિલનને મદદ કરનાર પાત્રોની રૂઢિ પણ પ્રાચીન વાર્તાઓમા છે ચદ્રાઠના રાજાનો વઝીર તેમજ નિધિન્તનીના ગજાનો વઝીર તેમના મિલનને જુદી જુદી રીતે મ દરૂપ બને છે ચદ્રાઠની બાબતમા તો રાજાની ખફગીમાથી બચાવી લઈ ગુપ્ત આશ્રય પણ આપે છે પોતાના ભાવિ પરિણામનો વિચાર કર્યા વગર. આમ વિપન્ન નાયક કે નાયિકાને પ્રધાને આપેલ ગુપ્ત આશ્રય, અને પછી આવી પડતી વિપત્તિના નિકાલઅર્થે તેની મદદ માટે તે તે પાત્રને પ્રગટ કરવાની કલાઆયોજના, ઘણી જૂની વાર્તાઓમા છે સિહાસનબત્રીશીની સસ્કૃત આવૃત્તિમા તેવો કથાશ છે તે વાર્તાઓની કથાપીઠ માથી ઊભો કથાખંડ, પ્રસ્તુત કથાઘટક ધરાવે છે પદમણી એવી રાણીના ચિત્રની ખામી બતાવતા રાજગુરુ શારદાનન્દ કહે છે કે રાણી હતા ગુપ્ત સ્થાનનો મસ્સાકાર તલ ચિત્રમાં મૂકયો નથી રાજગુરુ એ તલ કયાથી જુએ ? એવી આશકાથી તેને મારી નાખવા રાજા હુકમ કર છે પ્રધાન આશ્રય આપે છે પાછળથી શારદાનન્દ ગુપ્તવેશે રાજાના ભ્રાન્ત પુત્રને સાજો કરી છતો થાય છે અને શારદાનન્દ પર સરસ્વતીની કૃપાનુ કારણ ઉભય પ્રસગો પાછળ રહેલું રાજાને પ્રતીત થાય છે*

એવો જ મદદરૂપ બન્નિ વિરોના ૩૩ કથાશ કથાસરિત્સાગરમા છે ચાણકય ને મુદ્રારાક્ષસ પ્રધાનસબધી. તેનું નિરૂપણ વિશાખદત્તના મુદ્રારાક્ષસમાયે થયેલું છે હીરાનો વેપારી ચ નદાસ, અમાત્ય રાક્ષસને સકુટુંબ પોતાના ઘરમા આશ્રય આપે છે, એ નાટકના પહેલા અકમા નિરૂપાયેલ છે પ્રધાનનું પાત્ર મદનમોહનામા તેમજ પદ્માવતીમા પરાક્રમ ઉપકારક બને છે તો ચદ્રાઠમા તેમજ ૫ દ્માવતીમા નાયકના મિત્રસાથી ર તરીકે પ્રધાનપુત્રનું પાત્ર હોય છે રાજકુવરના મિત્રલેખે પ્રધાનપુત્રનું પાત્ર એ પણ રૂઢ કથાતત્ત્વ છે વળી ચંદ્રચદ્રાઠમા તો ઉભયના

*જુઓ બાબાઈકૃત સિંહાસનબત્રીશી – વાર્તા ૧૮ થી ૨૭ – ભૂમિકા પૃ ૨૨ ૨૩

મિલનને ઉપકારક ને નિમિત્તરૂપ બને છે અન્ય વ્યક્તિઓ, જેવી કે માના માલણ, ડાહી દાસી તથા અમુક અંશે પાળિયો એટલે કે પ્રતિહારી 'પદ્માવતી'મા ગણિકા, વિલંગના શખી ને પોળિયો છે મદનમોહનામાં પંડિત છે ચંદ્રાઠમા નગદમરતીમા છે તેમ પ્રાણી ઇત્ન છે

શૃંગાર રસની આ બન્ને કથાઓની એક સમાન નિરૂપણા હવે છેલ્લા નોંધી લઈએ પતિ વિના, સુલોચનાના કહ્યા મુજબ તેને બધા ભોગો અકારા લાગશે, એવી તેની વિદાય પ્રસંગની ઉક્તિઓ ખરે જ સુંદર છે તથા ચંદ્ર-ચંદ્રાઠમા, માલણને સઓપાએલી ચંદ્રાઠની ઉક્તિઓ સુંદર છે જે આપણે આગળ જોઈ ગયા છીએ એકંદરે શામળની પ્રેમી કે પતિવિરહિત સ્ત્રીના શૃંગારની ઉક્તિઓ કાવ્યાત્મક હોય છે મદનમોહનામા પતિ છતા પતિવિરહિત મોહનાની ને તેને અનુષંગે આડકથાની નાયિકાની ઉક્તિઓ કાવ્યાત્મક ને સુંદર છે શામળ અન્ય રસોની નિષ્પત્તિમા ખાસ કૌશલ દાખવી શકતો નથી પણ શૃંગાર નિરૂપણથી જનતાને જીતી શકે છે ખરો ઉભય કથાઓનું રહસ્ય "નરનારીનાં ચરીત્ર" (મદનમોહના)નું — નિશ્ચિત રીતે કહીએ તો પ્રેમચરિત્રનું છે, છતા કહેવુ જોઈએ કે પદમાવતી કથાનો નાયક ખરે 'શબ્દબીજ' — પ્રતાપવાળો છે ચંદ્રસેનનો તેટલો પ્રભાવ નથી મનબ કે આ'ભિનવિભાવરૂપ આ રાજકુંવર, તે તે કથાના શૃંગારને પ્રભાવિત કરે છે

વિખૂટા પડેલ નાયિકા ને તેના કુંવરનો નાયકસંગે મેળાપ અભિજ્ઞાન એ કથાઘટક ચંદ્ર-ચંદ્રાઠમા છે, તેવું શાકુન્તલ અને ઉત્તરરામચરિતમાં યે છે શકુન્તલા ભરતનો દુષ્યન્ત સાથે, તો સીતા લવકુશનો રામ સાથેનો મેળાપ, અભિજ્ઞાન વ આપણે જાણીએ છીએ

આમ શામળની અન્ય વાર્તાઓસહિત, અને મુખ્યત્વ પદમાવતી સાથે ચંદ્રચંદ્રાઠની તુલના થઈ તે બન્નેની કેટલીક સામાન્ય ઘટનાઓમા ને કેટલીક વીગતી બીનાઓમાં સામ્ય છે બન્નેમા જો કોઈ મહત્ત્વનો ફરક હોય તો, એક માર્મિક રૂઢ કથાઘટક પૂરતો જ ચંદ્રાઠમા તે છે અને તજ્જન્ય વીગતો પણ છે તો પદમાવતીમા તે નથી એ કથાઘટક છે, 'પતિ સાથેના ગુપ્ત સબંધને કારણે સગર્ભા નાયિકાને વેઠવી પડતી વિટંબણાઓ' ચંદ્રાઠમા સગર્ભા સ્ત્રીનું આ કથાઘટક ગરભાયેલુ છતાં, કહેવુ જોઈએ કે તેનો કશો ખાસખાસ લાભ વાર્તાને મળતો નથી, એવા માર્મિક ઘટક ઉપર વાર્તા જેટલી સફલિત થવી જોઈએ તેટલી થઈ નથી કારણ વાર્તા પાખી છે જ્યારે પદમાવતી વાર્તાસંકલનાની દૃષ્ટિએ તેમજ કાવ્યદૃષ્ટિએ સવિશેષ સારી છે, પ્રતીતિજનક છે

તેમાં વમતી ભદ્રા૦ કસ્તુરને સાભરે છે હંસની મદદથી ઊડીને મધરાતે પોતાને રગમહોલ પહોચે છે ભદ્રા૦ને મળે છે ને પાછો જવા કરે છે ત્યા ભદ્રા૦ વારે છે. ત્યારે દાસીઓને સાખમા રાખી પાછો હસની પીઠે પલાણી ઊડી જાય છે જાવા રળવા જાય છે અહીં ભદ્રા૦ ને ગર્ભ ને સાસરિયા પિયરિયાનો ફિટકાર તથા રાનમા જ્વાવારો આવે છે ઘણી વિટંબણાઓ પડે છે બીજી બાજુ કસ્તુરચદ અઢળક ધન તથા એક બીજી કન્યા વરીને પાછો આવે છે ભદ્રા૦ની ભાળ અને પુનર્મિલન — એ મુજબની કથા છે અહીં પદ્મિની નાર જેવી ભદ્રા૦ના સુચરિત્રનો મહિમા, તે આ કથાનુ રહસ્ય છે તે પુરવાર થાય તે પહેલાના એક મહત્ત્વના વિઘ્નરૂપે પ્રસ્તુત કથાઘટકનું પ્રયોજન છે વાર્તા એટલી સુદર છે, નિરૂપણ પણ કવિત્વના અશોથી રસાયેલુ છે કે પ્રસ્તુત કથાઘટકનુ ત્યા નાર્થક્ય છે

શામળની બીજી વાર્તા તેને પર પરાથી મળેલા શીર્ષક મુજબ સ્રીચરિત્રના પુરવાર થયેલા મહિમાની — ખુદ સ્રીએ પોતે જ પ્રત્યક્ષ કરાવેલ પોતાની મહત્તા અને સરસાઈની છે પણ જુદી રીતે આ વાર્તામા વિક્રમનો પુત્ર નામે વિક્રમ ચરિત્રની મહત્તાને, ત્રિલોચન શેઠની કન્યા સગર્વ પડકાર છે ને તેનાથી સ્રીચરિત્ર ચઢે—વધે, તેમ પુરવાર કરે છે વિક્રમચરિત્ર તેને મહાત કરવા પરણે છે પણ પરણીને કોઈ એકાન્ત સ્થાનમા તેને રાખી, લશ્કર લઈ પરદેશ ચાલ્યો જાય છે ભદ્રા૦મા પણ પરણીને તેનુ પારખું લેવા પિયર વોળાવે છે આગળ આવશે તે અજનાસુદરી તેમજ મૃગાક્લેખાને પણ પરણ્યાબાદ નાયક કોઈ કારણસર પોતાની સાથે રાખતા નથી કથાઘટકની એ વીગત સમાન છે તે પછી, વિક્રમચરિત્રવાળી વાર્તા, સ્રીમહિમા પુરવાર કરવાના ખુદ સ્રીના જ પુરુષાર્થરૂપે રચાય છે

એ પ્રયત્નો રોમાચક રીતિના છે નાયિકા યુક્તિથી છૂટી થઈ, પતિ પાછળ બબ્બે વેશપલટા — માળણિયણ અને જોગણી તરીકે — કરીને, વિક્રમચરિત્રથી જ પણ તેને અજાણ રાખીને પુત્રો થવા દે છે અને તે સબધના પુરાવારૂપે વિક્રમચરિત્ર પાસેથી એંધાણીઓ મેળવી રાખે છે અને પોતાને દેશ જઈ સ્રીચરિત્રને ચડિયાતુ પુરવાર કરે છે

અહીં ખુદ પતિથી અજાણપણે પણ પતિથી જ એટલે કે ગુપ્ત સબધે બાળક થાય છે પણ ભદ્રા૦ કે ચદ્રા૦ની કથાની જેમ, નાયિકાને ક્યાય લાચારી નથી. ઊલટુ, તે જે જે મુશ્કેલીઓ વેઠ છે તે સ્વનર્મિત હોઈ તેમાથી પાર ઊતરતી — કંઈક સિદ્ધ કરતી હોવાના ભાવ પ્રગટ કરે છે

શામળ પહેલાના મધ્યકાલીન કથાસાહિત્યમાથી પણ પ્રસ્તુત રૂઢ કથાઘટકની

મબલખ વાર્તાઓ મળે છે વળી સંસ્કૃત, પ્રાકૃત ને અપભ્રંશ કથાઓમાંથી તેનું પગેરું જડી આવે છે

એવી બે વાર્તાઓ છે ૧ મૃગાંકલેખાની ૨ અંજનાસુંદરીની બન્ને વિશે અનેક લેખકોએ થા ક ફેરફારો સાથે અનેક વાર્તાઓ લખી છે પહેલ તો એ બન્નેનું મૂળ સ્થાનક જાણી લઈએ

મૃગાંકલેખા નામની વણિક કન્યાને ચંદ્રાની જેમ મંદિરે પૂજવા જતાં, નાગચંદ્ર મળ્યો બન્નેએ પરણવાનો નિર્ધાર કર્યો પણ તે પહેલા, શકુન્તલાના દુષ્યન્તની જેમ અધીર સા ગરચંદ્ર ગુપ્તપણે મળવા લાગ્યા તે અરસામાં મૃગાંક વિશે ગેરસમજ થઈ તેમ છતા તે પરણ્યો ખરો, પરણીને ત્યજી દીધી પછી તે શ્રીચરિત્રના નાયક વિક્રમચરિત્રની જેમ લડાઈમાં ચાલ્યો ગયો લડાઈ દરમ્યાન ત્યકતા મૃગાંક પ્રત્ય ફરી પાછો ખેંચાતા ગુપ્તપણે મળવા લાગ્યો ને વળી લડાઈમાં ચાલ્યા ગયો આમ કહીને, કે હુ લડાઈમાંથી આવી ગયા બાદ બોલાવીશ અને પતીજ પાડવા મિત્રની ઍંધાણીમા મુદ્રિકા આપી પાછળ મૃગાંક ગર્ભવતી થઈ સાસરિયાએ કાઢી મૂકી વનમા પુત્રને જન્મ આપ્યો આકરી વિટંબણાઓ વહી ત્યાં યુદ્ધમાંથી પાછા ફરતા સાગરચંદ્રે ખૂબ તપાસ કરી, સિદ્ધાર્થનગરીમાંથી તેની ભાળ મળી અને જેમ ચંદ્રસેનને જેમ પુષ્પસેનને તેમ ત્યાના રાજાએ તેને પોતાની કુંવરી વરાવી. બધા રસાલા સાથે પોતાને દેશ ગયો

અહીં જોઈ શકાશે કે લગ્ન પહેલા અને પછી પતિસહવાસમા અવરોધ છે ગેરસમજૂતીથી કે દુષ્યન્તની જેમ વિસ્મૃતિથી પણ એ અવરોધ સર્જાય છે મૃગાંકની બાબતમા ગેરસમજ અને પછી તેમાથી જ ગુપ્ત સંબંધની ઘટના ઉપસ્થિત થાય છે ને પછી બધુ નમેસુતરું પાર ઊતરે છે

બીજી કથા છે અંજનાસુંદરીની — હનુમાનમાતાની પ્રસ્તુત બન્ને કથાનું સમગ્ર માળખું તેનું કથાઘટક વ વચ્ચે ખૂબ સામ્ય છે એટલુ બધું કે પાત્રના નામફેર બન્ને એક જ કથા લાગે. વૈદિક પરંપરાના વાલ્મીકિકૃત રામાયણમા હનુમાનમાતા અંજનીના પુત્રપ્રસવની ઘટના આપણે જાણીએ છીએ મધ્યકાલીન સાહિત્યમા એની અનેક કથાઓ જૈન પુરાણ અનુસાર રચેલી છે તેનું કથાતત્ત્વ આ મુજબ

પ્રહલાદ રાજાના પુત્ર પવનંજય છે તેનો વિવાહ વિદ્યાધર રાજાની અંજનાસુંદરી જોડે નક્કી કર્યો હતો. લગ્ન પહેલા અંજનાને મળવા ગયેલો પવનંજય ગેરસમજથી ગુસ્સે થાય છે લગ્ન પછી તેને બોલાવતો નથી. અને રાવણવરુણના યુદ્ધમા રાવણ પક્ષે લડવા ચાલ્યો જાય છે મિત્રના કહેવાથી

અંજનાને કુલટા અનાથ ખટકે છે એટલે રસ્તામાંથી પાછો ફરી અંજનાને ગુપ્તપણે મળવા જાય છે ગુપ્ત સમાગમથી ગર્ભ રહેતાં, અંજના પવનંજયને રોકાવા વિનવે છે પવનંજય રોકાવાને બદલે મિલનની ઓળખાણરૂપ આભરણ મૂકી, લડાઈ પૂરી થયે આવવાનું વચન આપી ચાલ્યો જાય છે પવનંજયનું આગમન ન જાણનાર ઉભય પક્ષના સંબંધીઓને પ્રતીત પડતી નથી તેથી અંજનાને તિરસ્કારી કાઢી મૂકે છે નાધારી અંજનાને હનુમાનનો પ્રસવ થાય છે લાંબે સમયે પવનંજય પાછો ફરે છે અંજનાની શોધ ને પુનર્મિલન થાય છે

આ બન્ને કથાઓ જૈન સાહિત્યમા સારી પેઠે પ્રચલિત થઈ છે અનેક કવિઓએ પ્રત્યેક કથાવસ્તુને જૂની ગુજરાતીમા પદ્યદેહ આપેલો છે ૧૨થી ૧૮મી સદી સુધીમાં તે કથાઓની અનેક કૃતિઓ મળે છે શ્રી ભારતી વૈદ્યકૃત મહાનિબંધ 'રાસ સાહિત્ય'મા તેની વિસ્તૃત યાદી આપેલી છે બે જુદા વિષય વિભાગમા પ્રત્યેક કથાની અનેક કૃતિઓનો કર્તા તેમજ સાલવાર ઉલ્લેખ છે તે એ ને એ રૂપમા, અહીં નિર્દેશ્યા છે

## (૧) કથાત્મક લૌકિક વિભાગ

| કૃતિ | કર્તા | સાલ |
|---|---|---|
| ૧. મૃગાંકલેખા રાસ | વચ્છ | ઈ સ ૧૪૮૭ પહેલા |
| ૨ „ „ | વિવેકવિજય | „ ૧૬૭૩ |
| ૩ „ „ | જિનહર્ષ | „ ૧૬૯૧ |

'રાસસાહિત્ય'માંથી — પૃ ૧૨૬

## (૨) ચરિત્રાત્મક પૌરાણિક વિભાગ

| કૃતિ | કર્તા | સાલ |
|---|---|---|
| ૧ અંજના રાસ | નરેન્દ્રકીર્તિ | ઈ સ ૧૫૯૫ |
| ૨ અંજના સતી રાસ | માનમુનિ | „ ૧૬૦૬ |
| ૩ „ „ „ | પ્રેમકુશલ | „ ૧૬૧૦ |
| ૪ અંજના સુંદરી રાસ | વિમલચરિત્ર | „ ૧૬૦૬ |
| ૫ „ „ „ | પુણ્યસાગર | „ ૧૬૩૨ |
| ૬ „ „ „ | ભુવનકીર્તિ (૨) | „ ૧૬૪૯ |
| ૭ „ „ „ | અજ્ઞાત | „ ૧૬૮૨ પહેલા |
| ૮ અંજનાસતીનો રાસ | ખોડીદાસ | „ ૧૬૮૨ |

'રાસસાહિત્ય'માંથી — પૃ ૧૩૫ ૩૬

ઉપરની કૃતિઓની સાલ ક્રમશઃ પહેલાના સમય દર્શાવે છે જો એ કથાઘટક કેટલું લોકપ્રિય હશે, તેની પ્રતીતિ કરાવે છે એમાંયે અંજનાસુંદરીનું કથાનક તો આપણે જોઈ ગયા તેમ એથી—ઘણાયે જૂનું છે અપભ્રંશ, પ્રાકૃત, સંસ્કૃત સુધીનું મૂળ રામાયણના જૈન પુરાણો અનુસારના એ સ્વરૂપાન્તરો સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશ ત્રણે ભાષામાં છે ત્યાં 'પદ્મ' એ તે શ્રીરામના ચરિતનું નિરૂપણ કરે, એ નામ ત્રણે ભાષાની પ્રશિષ્ટ કૃતિઓને મળેલું છે નજર નાખીએ

આશરે ૩ જી શતાબ્દી પછી, પ્રાકૃત જૈન રામાયણનો ગ્રંથ 'પઉમચરિય' લખાયો છે તેના કર્તા વિમલસૂરિ છે[1] સંસ્કૃત કૃતિ એથી મોડી રચાઈ છે આશરે ૭મી શતાબ્દીમાં રવિષેણાચાર્યે પદ્મપુરાણ રચ્યું છે જે એ ચોઅદ્દલ પ્રાકૃત કૃતિ પરથી ઉતારવામાં આવી છે તેમ પુરવાર થયું છે[2] [3]તે પછી આવે છે નવમી શતાબ્દીમાં કવિરાજ સ્વયંભૂદેવ[4]વિરચિત અપભ્રંશ કૃતિ પઉમચરિઉ આ ત્રણે મહાકૃતિઓ છે ને પ્રશિષ્ટ (classical) છે ત્રણેની કથા મુખ્ય બાબતને સરખી છે વળી સહજ રીતે જૈનધર્મી વલણવાળી છે સમૃદ્ધ અતિવિસ્તર વર્ણનોથી ભરેલ છે અંતે ગર્ભસંભાવનાએ લોકાપવાદથી ડરતી અંજના સુધી પવનજયને રોકાવાનું કહેતા, પવનંજય ના પાડે છે મુદ્રા આપે છે "પહેલા તારો તિરસ્કાર કર્યો હતો હવે મિલન વિશે સ્નેહનો શરમાઉં છું" એ ઘણું સહજ લાગે છે

---

1 જુઓ પઉમચરિય — સિરીવિમલાયરિય વિરઇય—પ્રાકૃત ગ્રં ૨ — ઉદ્દેશ ૧૫, ૧૬, ૧૭ અને ૧૮માંથી અંજનાની કથા

2 'दोनोंका कथानक सर्वथा एक ही है दोनोंका परस्पर मिलाकर देखनेसे इसमें किसीको कोइ सन्देह नहीं रहता कि वे एक दुसरेके भाषात्मक रूपान्तर मात्र हैं किसने किसका अनुवाद किया है, यह उसके रचनाकाल क्रमसे जाना जा सकता था "

—પદ્મપુરાણના હિન્દી અનુવાદમાંથી—પ્રસ્તાવના પૃ ૫
ग्रंथमालासंपादकौ — હીરાલાલ જૈન તથા આ ને ઉપાધ્યે

3 જુઓ पद्मपुराणम् અથવા [पद्मचरितम्] સંસ્કૃત કાવ્ય — પ્રથમો ભાગ — હિન્દી ભાષાનુવાદ — સંપાદક પન્નાલાલ જૈન ભારતીય જ્ઞાનપીઠ — કાશી ૫ ચદ્દશ પર્વ, પો ડશ પર્વ, સપ્તદશ પર્વ, અષ્ટાદશ પર્વમાંથી અંજનાની કથા

4 જુઓ પઉમચરિઉ — કવિરાજ સ્વયંભૂદેવ વિરચિત — અપભ્રંશ કાવ્ય — હિન્દી ભાષાનુવાદ — દેવેન્દ્રકુમાર જૈન — ભારતીય જ્ઞાનપીઠ — કાશી — વિદ્યાધર કાંડ — સંધિ ૧૮, ૧૯ અને ૨૦ — અંજનાની કથા

આ નમૂનામાંથી એક મામૂલી વીગતને નોંધીએ સંસ્કૃત કૃતિમાં પવનંજય જતાંજતાં અંજનારૂપ પાનાનું ફૂલ આપી જાય છે, ને ભઠ્ઠામાં છે તેમ દાસીઓને નાખવા રાખે છે ત્યારે પ્રાકૃત કૃતિમાં જોગાણી રત્નજડિત મુદ્રિકાની છે તો અપભ્રંશમાં છે પવનંજયનું કંગન અને ચુનડીમાંના શાકુન્તલમાં રાજા સાથેનો શકુન્તલાએ સેવેલો ગુપ્ત સંબંધ, ગાંધર્વવિવાહ, રાજાએ જતાં આપેલી મુદ્રા, ગર્ભાવસ્થા, રાજાનું વિસ્મરણ, ખુદ રાજાએ દીધેલો જાકારો ને સ્વજન મંડળનો બહિષ્કાર, ઇત્યાદિ વીગતો થોડાક ફેરફારવાળા કથાઘટક ઉપર રચાયેલ છે તે અહીં સંભારી લઈએ

આપણે પ્રતીપ ગતિએ જઈને આ કથાઘટકનું પગેરું જોયું છે તે પરથી જણાશે કે છેક ૧૮મી સદીમાં સામળે પ્રસ્તુત કથાઘટક યોજ્યું તે પહેલાં, વિવિધ સ્વરૂપભાષામાં હોઈ તે પ્રચલિત હતું પશ્ચિમી સાહિત્યમાં પણ તે બીજી સાહિત્યકૃતિઓ ઉદ્ભવેલી છે પશ્ચિમમાં શેક્સપિયરનું નાટક ' All's well that ends well "માં તથા ઇટાલિયન લેખક બોકેશિયોની ડેકામેરોનની ૯મી વાર્તામાં સ્ત્રીચરિત્રનું રહસ્ય મૂર્ત કરવા આ કથાઘટક યોજાયું છે

હવે આપણે છેક વર્તમાનકાળમાં તે જોવા માટે આવીએ શ્રી સુંદરમ્‌ની 'માને ખોળે'[1] વાર્તામાં પ્રસ્તુત કથાઘટક ઘણા સુંદર રીતે પાંગર્યું છે સુંદરમ્‌ની ઉત્તમ કથાઓમાંની આ એક, તરીકે એની ગણના છે

સુંદરમ્‌ની એ વાર્તાનું સ્થળ છે ગામડું જ્યાં હજી મધ્યકાલીન જીવનના બુઝર્ગ ભાવો જેવા કે પ્રેમ ખુન્નસ સ્ત્રી પ્રત્યેનો માલિકીબુદ્ધિ વ તેમના તેમ છે નમાલો પતિ હોવાથી સાસરે ન વળાવવાની યુવતી પિયર, એકવાર તેનો પતિ આવે છે ગુપ્ત મિલન બાદ પતિ ચૂપચૂપ ઘેર પાછો જાય છે પોતાના હેવાન પિતાથી હમેશા દબાયેલો જ રહેલો છે થોડા સમય બાદ પત્નીને પિયરથી તેડી જવાનું કહેણ આવે છે પણ તેનું કારણ—બાતમી તે પિતાને આપતો નથી પરિણામે પિતાપુત્ર તેડવા જાય છે વ્યભિચારી ક્રૂર, ઝનૂની ને ખુન્નસવાળો તેનો પિતા પુત્રવધૂને વળાવવાનું કારણ સમજી જાય છે ખુદ પતિ — તેનો પુત્ર જવાબદાર છે, તે જાણતો ન હોઈ, નદીના ભાઠામાં પુત્રની મદદથી આશાસોતી વહુનું કરપીણ ખૂન કરી, રેતમાં ધરબી દે છે કોઈને ખબર સુદ્ધાં ન પડે તેમ ભયસજ્જ પુત્ર મૂંગોમૂંગો પિતાની આજ્ઞાથી હિચકારા કૃત્યમાં સામેલ થાય છે આખી વાર્તા ઘણી ઘણી તાદૃશ છે અહીં અવરોધરૂપે માનવસ્વભાવ, સામાજિક જીવનનું માળખું ને માનવજીવનમાં રહેલી વક્રતા ('rony) વધકતાથી વ્યક્ત થાય છે

---

૧ જુઓ 'પિયાસી અને બીજી વાતો'નો સં ૪૭

આમ આ કથાઘટકને આપણે વિસ્તૃતપણે જોયું તેની નજીકનુ એક અન્ય કથાઘટક છે, અને તે "દીક્ષિત સાધ્વીને પુત્રજન્મ અને ત્યાગ"નું છે જેમા પણ સ્ત્રીની વિષમણ સંજોગોમાની સગર્ભાવસ્થા ને તેને કારણે તેના પર મુકાતું આળ વર્ણવાય છે એવી મધ્યકાલીન અનેક કથાઓ જેવી કે કરકંડુ કથા, વદકચચીરીની કથા, ક્ષુલ્લકકુમારની કથા, અભયકુમારની તથા અમરદત્ત–મિત્રાનંદ કથાઓને લેખવી શકાય જેનુ શ્રી ભારતી વૈદ્યે યોગ્ય ઉલ્લેખનિરૂપણ કર્યું છે પણ જો સમાન રૂઢ કથાઘટકથી નહિ તો સામ્ય ધરાવતા અન્ય કથાઘટકથી, કોઈ વાર્તા સમાન આકાર લઈ શકે નહિ

હવે આપણે શામળે ચદ્રચદ્રાઠ વાર્તામા યોજેલો લાક્ષણિક કલાકનગ જોઈએ પહેલાં તો સમસ્યાકથાઘટકની એ કૃતિપૂરતી કોઈ ખાનખાસ વિશિષ્ટતા છે ખરી? તે તપાસીએ આપણે આગળ જોયુ તેમ અહીં બે વાર ૩૨ ૩૨ સમસ્યાઓ છપ્પામાં પુછાઈ છે (છપ્પા ૨૨૮ થી ૨૫૯ અને ૩૪૧ થી ૩૭૨) અને પહેલી વારનીના સ્વનત ઉત્તરો દોહરામાં આવે છે ૩૨ની સંખ્યામા (દુહા ૨૯૨ ૩૨૩) ચદ્રસેન એ ઉત્તરો ચદ્રાઠને આપે છે આમ છપ્પામા સમસ્યા પ્રશ્ન ને દુહામા ઉત્તરભેદે વૃત્તભેદ ને વ્યક્તિભેદ પ્રગટ થવામા ઔચિત્ય છે વળી સામગ્રીદષ્ટિએ પણ ઔચિત્ય છે સમસ્યા પૂછનારે પદાર્થને અનુક્ત રાખીને સામાને સમજાય માટે શક્ય એટલુ સવીગત વર્ણન કરી પદાર્થના લક્ષણો આપવા જરૂરી છે, ને તેથી છપ્પામા તેને અવકાશ રહે છે જ્યાર જવાબ ટૂંકો ને સચોટ હોઈ શકે ને તેને અર્થ દોહરાની કડી પૂરતી થઈ રહે છે આપણે એ પણ જોયુ હતુ કે ચદ્રાઠની પૂછેલી સમસ્યાઓ વણઉત્તરિત રહે છે કવિએ તે નિરૂપેલ નથી એ કેમ નથી એ એક પ્રશ્ન છે અને વાર્તાકલાની આયોજના ને આકૃતિની દષ્ટિએ તે ક્ષતિ ચૂક છે કારણ જો પાત્ર તરફથી સદતર જવાબ જ નથી, તો પૂછેલી સમસ્યાનુ પ્રયોજન શું?

હરગોવિન્દદાસ પ્રસ્તાવનામા એ વિશે મતવ્ય ધર છે, ' ચદ્રસેને એટલી જ સમસ્યાઓ પોતે લખી મોકલી, જેના ઉત્તર ચદ્રાવતીથી આપી શકાયા નહિ " અહીં મંતવ્યના ઉત્તરાર્ધમાં વાર્તાનો જરીક હકીકતદોષ જણાય છે ચંદ્રાઠથી આપી શકાયા નહિ, એવો અશક્તિનો ઉલ્લેખ કે આડકતરુ સૂચન પણ વાર્તામા ક્યાંય નથી 'તેનો ઉત્તર ન લખ્યો નાર' મુજબ ચદ્રાઠએ જાતે થઈને લખ્યો નહિ! એટલે કે ચંદ્રાઠ જો સમસ્યા ઉકેલશે તો જ તેને પરણશે, એનુ ચદ્રાઠ જેટલા જુસ્સાથી તેને કહેવરાવે છે, તેથી સાવ ઊલટુ વિપરીત રીતે, પણ તેટલા જ જુસ્સાથી, ચંદ્રાઠ આખી બાબતનો વિચારબુદ્ધા કર્યા વિના અધીર થઈને મિલનતત્પરતા દાખવવા માંડ છે એટલું જ નહિ ખુદ ચંદ્રાઠ પોતે જે શરતનું પાલન ચદ્રાઠ

પાસે ઉત્તર મેળવી ફગાવે છે તેવું વગના ચંદ્ર૦ને ઉત્તરો આપી શરતનું પાલન કરતી નથી આવું સહૃદયને સમજાયા વિના રહે નહિ આમ પાત્રાલેખનની દૃષ્ટિએ તેમજ કલાઆયોજનાની દૃષ્ટિએ, પૂર્વની સમસ્યાના ઉત્તરોથી જે અપેક્ષા બંધાય છે, તે વાચકને વણપૂરી રહેતી જણાય, એ સહજ છે

સમસ્યાઓ શામળની વાર્તાને વિશિષ્ટ ઘાટ આપનારું તત્ત્વ છે આગળ, આપણે તેનું સામાન્ય સ્વરૂપ જોઈ ગયા છીએ હવે તેનું વીગતોનું રૂપ જોઈએ પ્રસ્તુત વાર્તામાં આપતાં ઉભય સમસ્યાઘટકો કંઈક દીર્ઘ જણાય, પણ વાર્તાઆકારને કારણે નભાવી લવાય તેવાં છે કારણ સમસ્યાપૃચ્છા એ નાયકનાયિકાના પાત્રનિરૂપણ અર્થે આવશ્યક એવું રૂડું કથાઘટક છે માત્ર તેને અંગે ખટકતી હકીકત એક જ છે કહ્યું હતું તેમ, ચંદ્ર૦ની સમસ્યાઓ વણજવાબે ટાળી જાય છે તે ખાસ કરીને એટલા માટે કે ચંદ્ર૦ પોતે સંકલ્પ જાહેર કરતાં કહે છે કે જે સ્ત્રી તરફથી સમસ્યાનો ઉકેલ મળશે તેને જ પોતે પરણશે આમ ચંદ્ર૦ની અપેક્ષા ભાવકની અપેક્ષા બની રહે છે વળી, શામળની નખરાકચતુર નાયિકાની હરોળમાં ચંદ્રા૦ને કવિ તરફથી મૂકવાની જે અપેક્ષા જાગે છે તે જોતાં ચંદ્રા૦ પક્ષે આ અભાવ ખાસ સાલે છે અને તેથી વાર્તાસ્વરૂપને આંચ આવે છે

ચંદ્રા૦ની સમસ્યાને અંતે તેને લાગેલા બીજા સાત આશીર્વચનાત્મક દુહાઓ છે (દુહા ૨૬૨ ૨૬૮) અને તે સમસ્યાની ભંગિમા જ અર્થાત્ દેવોના નામા અનુક્રમે છે અને છતાં તેના વર્ણનદ્વારા ચંદ્ર૦ની રમાની કામના થયેલી છે એ પ્રમાણે જ્યારે ચંદ્ર૦ સમસ્યાના ઉત્તરો મોકલે છે ત્યારે અંતે બરાબર સાત દુહાઓમાં (દુહા ૩૨૪ થી ૩૩૦) દેવોના સ્પષ્ટ નામોલ્લેખ સાથે રમાભિલાષા કરે છે આ દુહાઓમાં રામ કરતાં પણ રામભક્ત લક્ષ્મણનો ઉલ્લેખ સવિશેષ છે ને વળી, શામળના ઇષ્ટદેવ શિવનો અહીં નથી શામળ શિવશક્તિનો અડગ ભક્ત છે મદનમોહના, પદ્માવતી, ભદ્રા૦ વ. વાર્તાઓમાં તેનું ગૌરવયુક્ત સ્તુતિવર્ણન કર્યું છે ચંદ્રા૦માં તેનો ઓછામાં ઓછા ૭૫ વાર ઉલ્લેખ તો આવે છે જ[1] કેટલાક તો તેવિષયક આખા ને આખા છપ્પાઓ જ છે

---

1 જુઓ શિવ અને અથવા કે શક્તિના ઉલ્લેખો — કડી ૨૧, ૩૬, ૬૫, ७६, ८०, ८६, १२० १२३, १२५, (બે વાર), १२७, १३२, १३४, १४०, १३६, १४२ ४१, १४३, १५३, १७१, १७८, १८५, १८, २०२ ०३, २०५-०६, २०८ १२, २२७, ३५१, ३६०, ३७५, ४३०, ४५३, ४८४, ५७७, ५७, ५८७, ६०८, ६२५, ६२७, ६३०, ६४०, ६८१, ७०३, ७१०, ७३६ ७३८, ७४७

આમાંથી ૨૦૮, ૨૧૨ જેવા છપ્પા તો આખા ને આખા જ શિવસ્તુતિનામહિમાના છે

સમસ્યાવડે સમસ્યા ઉકેલી આપે છે દા ત 'નાવડું' (૩૫૯) — તેનો અર્થ 'ન આવડ્યું' ઉપરાંત હોડી પણ કરવાનો છે ભિન્ન પ્રકારના તેવા બીજા દષ્ટાંતો છે, 'મૂંઝાવો ને સૂડિયો' 'નાવ ને નાવડિયો', લવણ માટે બન્ને અર્થમાં મીઠું વ વ આમ શામળ સમસ્યાના જવાબ ત્રેવડી ને બેવડી રીતે મૂકે છે એક, પહેલી આવતી સમસ્યાઓમા, સ્વતંત્ર દોહામા ઉત્તર છે બે, અહીં કહ્યુ તેમ છપ્પાની પંક્તિમા પણ પંક્તિને અંતે શ્લેષાત્મકપણે આવતા દ્વિઅર્થી શબ્દથી, ત્રણ, છપ્પા બહાર, એકશબ્દી કે અલ્પશબ્દી લાગેલા જવાબરૂપે શ્લેષ ઉપરાંત યમક અનુપ્રાસના દષ્ટાંતો પણ છે દા ત રથ સમરથ (૨૩૪), કુંભાર ભાર વ તે યમકાલંકાર છે આગ એઠું તે અનુપ્રાસ છે આ ઉપરાંત ધોરી તોરી, મૂછ પૂંછ જેવા પ્રાસો તો સહજ હોય જ આ શબ્દાલંકારો, ઉખાણાને યોગ્ય તેનું એક ચમત્કારક અંગ બની ગયું છે

બન્ને સમસ્યાજૂથોમા શામળ અર્થાલંકારો પણ યોજે છે ક્યાંક છેકાપહ્નુતિ અલંકાર જેવા મળે છે એક ખાસ ધ્યાન ખેંચે તેવી લાક્ષણિકતા, કે મોટા ભાગનીમા સજીવારોપણ અલંકારથી નિરૂપણ થાય છે તે આ રીતે સમસ્યા પદાર્થો ગુજરાતીમા જે જાતિવાચક નામ ધરાવતા હોય તે જાતિનું જ રૂપક યોજવામાં આવે છે બન્ને સમસ્યાજૂથોમાથી તારવતા, તેવા સ્ત્રીવાચક-સ્ત્રીરૂપક નિરૂપિત પદાર્થો સવિશેષ સખ્યામાં છે કટારી, તરુઆર, માખી, તોપનાળ, પાલખી, કાથળી, ઘાણી, ઢોલકી, બરછી, ઝારી, છાશ, મૂછ, પડાઈ વ વ ત્યારે, પુરુષરૂપકનિરૂપિત સમસ્યાઓ અલ્પસંખ્ય છે સૂડિયો કોશ, કાચબો, મોર, રેંટિયો, ઓરસિયો વ વ અને 'ઘડિયાળુ' 'પતરાળુ' જેવા જૂજ નાન્યતર જાત-પદાર્થો છે એ પદાર્થનો રૂપકાત્મક સબંધ વિચિત્ર રીતે, કારણ નપુંસક તેમજ સ્ત્રીસંબંધથી તે વ્યક્ત કરતો છે મોટે ભાગે શામળ નારીજાતિના પદાર્થોનુ વર્ણન કરતા સ્ત્રીપુરુષસબંધના રૂપકથી, જાતીય અંગોને, ને ક્રિયાને આછા આચ્છાદનથી ઢાંકીને રજૂ કરે છે અથવા કૌટુંબિક જૂથ રૂપ તેને રજૂ કરે છે આ જાતનું નિરૂપણ લોકરુચિનુ પ્રતિબિંબ છે અને શામળે સમસ્યાને આકર્ષક ને જીવંત બનાવવા યોજેલી કલાતરકીબ છે ધમણ, પાવડી, ખાટલોખાટલી, તાત પિંજરની ને તંબુરાની, નગારુ, પાનકાથોચૂનો વ ખા ભિંતી વાસવનોણગોળી નીસા, માટી સોનુ વ નર, નારી, નાન્યતરજાતિના પદાર્થો એ પ્રકારના રૂપકોથી વર્ણવાયેલા છે

શામળ કેટલીક સમસ્યાઓ જેવા કે ત્રાજવું ઘાટી માખી વ જેવા પદાર્થોને રૂપકથી નિરૂપતા તેમા ચિત્રવિચિત્ર અંગોનુ ઉમેરણ આપણને વિચિત્ર લાગે તેમ કરે છે વળી 'ઘોડિયુ' જેવી કોઈક સમસ્યામા પશુનું રૂપક આવે

છે ૩૬૩મા છપ્પાની સમસ્યા સ્પષ્ટાર્થ નથી બોલકનપણે કહીએ તો દ્વિઅર્થી વાળી છે જ્યારે કવિએ તો તેનો માત્ર એક જ—' પાઘડી ' ઉત્તર જ આપેલો છે

હવે આપણે ચન્દ્રેને પૂછેલી સમસ્યાના જોઈએ તેમા આવતા પદાર્થો છે, શરણાઈવાળા, કટારી, ધમણ, તરુઆર (તલવારો), શીફ્રત, સોગઠા, પાન સોપારી વ. લાખના રમકડા, મણ, વર્ષ, રાશી તેમજ રતિગઢિશાણાના પરિવર્તનાત્મક કોષ્ટકો, ઘોડિયું, પાવડી, પતરાળુ, ખાંડણિયો, નર્મની કાગળી, નાવડું, દિવાણ, દાંતે, ત્રાજવુ, પિંજરની તાન, તબુરાની તાંત, આરસિયા, પાઘડી, માખી, દીવો, તોપનાળ, નગારુ દર્પણ, ને કાગળ જોઈ સમજાશે કે બન્ને સ્થળે નજરની કાગળી છે પણ તે અમુક વર્ણનભૂરે ઉપર જોયુ તેમ બન્નેમાના પદાર્થો મધ્યકાલીન સંસ્કૃતિના પ્રતીકો છે બે વચ્ચે આવેલો સૂક્ષ્મ ફેર છે, આગળની તુલનાએ પ્રસ્તુત પદાર્થોમાના કેટલાક, અમુક અંશે વધુ બહોળા—વિસ્તૃત વ્યવહારજીવનમાથી ઉપાડેલા છે વળી આ સમસ્યાઓમાની થોડીક કોષ્ટકોને લગતી છે, જે પૂર્વની સમસ્યાઓમા નથી આ ગાણિતિક સમસ્યાઓ ઉપરાંત અમુક ગાણિતિક સાધનો જેવા કે દિવાણ, ત્રાજવું, દેહોગે વિશેની પણ છે પ્રસ્તુત સમસ્યાઓમા મણવડી (૩૫૫) શબ્દનો શ્લેષ, દેહોરા ને દશ શિર (૩૫૮) તથા 'સાર સનામ' અને 'સાર નવણ'માંની શાબ્દિક ચમત્કૃતિ છે અહીં, ક્ષ તેમજ અર્થદૃષ્ટિએ સુંદરસ્વચ્છ સમસ્યાઓ છે શીફ્રત, સોગઠા ને દર્પણ વિશેની એમા પણ 'દરપણ'[1] વિશેની કલ્પના મને હોઈ વધારે સુંદર છે

આ જૂથની ૩૪૭, ૩૪૮ અને ૩૫૦મી સમસ્યામાં છપ્પા બહારના અલ્પશબ્દી જવાબને બદલે જૂની રીતના જોડકણા આભાસી ગદ્યના અનેક ટૂ કે વાક્યો આપેલા છે, તે ત્રણેય ગાણિતિક નેષ્ણેવાળી હોવાથી તેમાના જવાબ આમ વિસ્તારી હોય, એ સહજ છે અને છતાં જવાબનો કેટલાક ભાગ અશુદ્ધ ને અધૂરા હાથ, એવુ પણ બન્યુ છે ૩૬૫મા છપ્પાની સમસ્યા જે દીવા વિશેની છે, તે કઈક વિશિષ્ટ પ્રકારની છે એ સમસ્યાની સખ્યા છે ૭૫ મી. તે પહેલાંની અને તે પછીની, તેની સહિત તમામ સમસ્યાઓમા, પદ્યમાં સમસ્યા

---

[1] જુઓ 'દરપણ' વિશેના છપ્પા —

સરોવર સુ ૨ સગ્રસ પુરસુ તેહેમા છે પાણિ
નીલી રોર શાખત ક્યા જન રાત ને રાની
તરસ ન છીપે તોયે પાણી પીવાને પેસે
સંધે આડુ જગત એહેવે સામીપ્ય ફેસે
જુવતે મેલ બીકે નહિ અને ન્નિ તો નચ્ચ ચ્હડે
સામળ બહ કેરે એ રાતે જસવતા નમે જડે ॥ દરપન ॥

ને બહાર ગદ્યમાં અ પદ્યની ઉત્તર, એ મુજબની એકસરખી યોજના છે તેમાં, પ્રસ્તુત સમસ્યાની થોડીક નવીનતાને કારણે ખચકો (break) પડે છે તે આ રીતે છપ્પામાં સમસ્યા મૂકીને બહાર 'એ ના દીવો', એ ગદ્યમાં આવતો જવાબ તો છે જ, પણ તે ઉપરાંત તે પછી બે દુહા મૂકી દીવા 'દીવા' શબ્દ શ્લેષથી યોજી દીવાનો ફરી જવાબ આપેલ છે એક તો આ બે કહેવાતા દુહા, એ દુહા નથી પણ અન્ય વૃત્ત છે જેની ચર્ચા આગળ કરીશું બીજુ એ દુહા પોતે ઉત્તર જેવા છે અને સમસ્યા જેવા પણ છે છપ્પામાં દીવા માટે પુરુષનું રૂપક અને દુહામાં સ્ત્રીનું રૂપક છે આ બે દુહાઓની કડીઓ, સમસ્યાના ૩૨ છપ્પાની વચ્ચે આગંતુક જણાય છે કારણ તેને ક્રમાંક નથી પણ એ દુહાની લખાવટની ઢબછબ જૂની છે તેથી પ્રશ્ન છે કે એ રચના શામળની કે ક્ષેપક ?

આપણે સમસ્યાને અનુલક્ષી છપ્પાદુહાનો વિચાર કર્યો તો ચંદ્રચંદ્રાઠમાં આવતા છપ્પાદુહા અને ચોપાઈનું વૃત્ત મિએ નિરીક્ષણ કરીએ

ચંદ્રચંદ્રાઠમાં સામાન્ય રીતે શામળની પદ્યવાર્તાના પ્રચલિત માત્રામેળ છે દો એક સોરઠા સિવાય ચોપાઈ દોહરા ને છપ્પાનો પ્રયોગ છે તે બધાનો પ્રયોગ અતિશુદ્ધ તો કયાંથી જ હોય ? પાઠકે તેમના પ્રાચીન છે હોવાથી પુસ્તકમાં કહ્યું છે તેમ અનિયમિતતા જણાય છે ક્યાંક વિશેષ કે ક્યાંક ઓછી માત્રાએ ક્યાંક લઘુગુરુના વિશિષ્ટ સ્થાન ન સાચવ્યાને કારણ કે પછી તાલને અભાવ છતાં ગાઉં ભાઈ ગુજરાતી ભાષાના લાક્ષણિક શ્રુતિ ઉચ્ચારણના અનુક્રમમાં થોડુંક ઉતાવળે કે થોડું ધીમી ગતિએ બોલીને એક દર માત્રામેળનો લય જાળવી તે તે વૃત્તનું પઠન કરી શકાય છે તેની અશુદ્ધિમાં શામળની શિથિલતા ઉપરાંત કેટલેક અંશે પરંપરાથી ચાલી આવતી લહિયાના લખાણદોષની જવાબદારી પણ ખરી તો વળી ખરી તે યુગના અભણ સામાન્ય જનતાના સર્વાંગીણ નિશ્ચિત ઉચ્ચારણલેખન ધોરણના અભાવની બીજી બાજુ આજે લોપ પામતા પણ ત વખતના અમુક ઉચ્ચારણલેખનરૂઢિની જવાબદારી પણ છ ખરી

આમ છતાં એટલું ઉપર્યુક્ત પ્રમાણ દેખાય છે કે જ્યાં ચોપાઈ હોય તો તેના પદનો અન્ત્ય ગાન અને અંત ભાગે હ્રસ્વ દીર્ઘ અક્ષરો ટૂંકાવતા લંબાવતા જઈને પણ આશરે ૧૫ માત્રાનું તનું કાઢું સચવાય છે ખરું તેવું જ મોટે ભાગે દોહરાના અન્ત્ય ગાન અને તેના ૨૪ માત્રાના માપ માટે કહી શકાય નિયમ પ્રમાણે છપ્પામાં પહેલી ચાર પંક્તિનું માપ સરખું હોવું જોઈએ અને પાછલી

તે પછીનો છપ્પાનો અલ્પ પ્રયોગ તે, ૩. કથાનકના નિરૂપણનો છે એ છપ્પા કુલ ૧૦ છે[1] જોઈ શકાશે કે કથાનકઅર્થે તેના વિરલ જ વિનિયોગ છે. 'પદ્માવતી'માં કથાનક કે કોઈ નિમિત્તે છપ્પા છે જ નહિ ભદ્રા૦માં છે, પણ આટલા નહિ અને અન્ય પ્રયોજન ઉપરાંત કથાનકઅર્થના છપ્પા પણ તુલનાત્મક દૃષ્ટિએ ઠીક ઠીક પ્રમાણમાં નીકળે ૪ છપ્પાનો ચોથો ઉપયોગ તે શિવમહિમાનો — શામળના ઇષ્ટદેવનો છે તે છપ્પા માત્ર ૪ જ છે[2] જો કે કથાનકના પ્રમાણમાં ઓછા ન કહેવાય આમ, ૬૪ નમસ્કાના + ૪૧ મંતવ્યોના + ૧૦ કથાનક માટેના + ૪ શિવમહિમાના મળીને કુલ ૧૧૯ છપ્પા છે તેમાંથી ૧૦ કથાનકના ને ૪ શિવમહિમાના બાદ કરતા છપ્પાની જે પંક્તિઓ કુલ થાય છે તે કથાનકની કુલ પંક્તિથી લગભગ અડધા ભાગ જેટલી થવા જાય છે પ્રતીત થશે કે શામળે કૃતિના વિસ્તારાર્થે છપ્પાનો સદ્ધરપણે ઉપયોગ કર્યો છે ને એમ કથાનકથી કંઈક દૂર પ્રયોજનને યોજના જે કલાચાતુરી દાખવી છે, તે સમજાય તેવી છે કારણ એટલા આછા કથાવસ્તુ માટે છપ્પાની છ છ પંક્તિઓ બહુ થઈ પડે તે લક્ષમા રાખી એ જ છપ્પાને ઇતર પ્રયોજને યોજી, આછા કથાનકને તેણે પુષ્ટ કર્યું છે રૂપકથી કહેવું હોય તો, આ કથાનકનું પોત દુહાચોપાઈવૃત્તોથી ધૂપછાયરંગી વણાટવાળું છે, જેના પર, પાટલીપાલવમાં બન્ને નમસ્કાપનો પથરાયેલા છે અને અન્ય છૂટક છપ્પાઓ એ પોતના છુટ્ટાછુટ્ટા બુટ્ટા જેવા જણાય છે

ચંદ્રચંદ્રા૦ના કથાનકમાંથી ફલિત થતો સમયગાળો કેટલો? ચંદ્ર૦ પોતાને નગરથી જાત્રાનિમિત્તે નીકળે છે ત્યારે તેની વય તેના પિતાના વચનોમાં "તમને વરસ જ તેર"(કડી ૪૦)ની જણાય છે કથાને અંતે ચંદ્ર૦ પાછા સર્વ રસાલા સહિત પોતાને નગરપ્રવેશ કરે છે, ત્યારે શામળ વચ્ચે વીતેલા કુલ વર્ષનો ખ્યાલ આપતા કહે છે, "બાર વરસે મેળો થયો, સર્વ વાતનો શોક જ ગયો" (૭૩૬) તે પરથી કથાનકનું કાલપટ ૧૨ વર્ષનું છે એ પરથી, કથાને અંતે ચંદ્ર૦ આશરે ૨૫ની વયનો હોઈ શકે ચંદ્ર૦ પોતાને નગરથી નીકળ્યા બાદ, હરસિદ્ધદેવી, મહાકાલેશ્વર, સિપ્રા, ઉત્તર દિશાએ આરાસુરી અંબા, શિવ કોટેશ્વર, પ્રભાસ પાટણ, પછી સરસ્વતી, સાગર ને નર્મદા, ચામુંડા, હિમાચલ, ગિરનાર, દ્વારિકા, શ્વેતબંધુ રામેશ્વર, શિવકાશી વિષ્ણુકાશી (ચંદ્રા૦ પાસેથી નીકળી ચંદ્ર૦ બાકીની જાત્રા પૂરી કરે છે ત્યારે ફરી વેળા આ બે સ્થળોના નામ પુનરાવર્તિત થાય છે),

---

૧ જુઓ છપ્પા ૩૩૬, --- ૪૦૦, ૪૭ , ૪૮૨, ૫૨૪, ૫૨૫, ૫૮૧, ૬૭૮, ૭૨૮ = કુલ ૧૦

૨ જુઓ છપ્પા ૨૦૯ થી ૨૧૨

ગંગાગોદાવરી, કાશી, કોકણ, કેદાર વ 'અડસઠ તીર્થ'માંથી મોટા ભાગની જાત્રા કરતોકરતો ચંદ્રાઠની નગરી શ્રીમેતાપુર પાટણમાં આવી લાગે છે તેણે 'પાગે પગે' જાત્રા કરી છે તે જોતા, તેમજ વાહનવ્યવહારની અનિશ્ચિતતાને કારણે ખરાબ, કાચા રસ્તાઓ જોતાં, એને બધે પ્રદેશ ફરી ચદ્રાઠને નગરી આવી લાગતા, ૧૨ વર્ષમાથી ઓછામા ઓછા દશેક વર્ષ તો જરૂર લાગ્યા હશે, એમ મુખેથી કહી શકાય અને તો પછી ૧૨ વર્ષે મેળાપની વાત વાસ્તવિક લાગે

પણ, જ્યારે એ ચદ્રાઠને મળે ત્યારે તેની વય કેટલી હોય? ચદ્રાઠ વિશે કવિનુ પૂ કિથન "એકાદશ વર્ષતી અર્ભમ" એવુ છે જ વળી જૂની કથાઓમા આવા નાયકનાયિકાનુ બધુ જ પ્રશસનીય — ઇષ્ટ આદર્શ હોય, એ પ્રમાણે લેખવતાં, બન્ને સમાન વયના એટલે કે 'સરખાસરખી જોડ'ના હોય, એ સહજ છે એટલે કે જો ચદ્રાઠ ૧૧ વર્ષની તો ચદ્ર ૧૪ વર્ષની આસપાસનો હોવો જોઈએ પણ પ્રવાસના વર્ષ ઉમેરતા, ચદ્ર તો ૨૩ ૨૪ ની વયનો થતા જાય છે! એટલે કે અહીં જો ઉભયનો વયમેળ બેસાડવો હોય તો પ્રવાસગાળો ગાળી નાખવા પડે ને જો પ્રવાસકાળના મેળ બેસાડવો હોય તો વયમેળ ટાળવો પડે. વસ્તુત શામળે કાલયોજના પ્રતિ દુર્લક્ષ કરી અસભવદોષ ઉત્પન્ન કરેલો છે

પણ આ ૧૨ વર્ષના ગાળા અંગેના કોઈ સમયનિર્ણય એટલા મહત્ત્વનો નથી જેટલો ચદ્રાઠને મળ્યા પછીનો છે ને એટલા માટે એટલો પ્રસ્તુત પણ નથી કારણ કે પાત્રના સાહસ, દુખ, પુરુષાર્થ વ ની પ્રબળતાનો વિશેષ વ્યક્ત કરવા, એ સમયાનો કાળગાળો આપવાની એ પર પરાથી ચાલી આવતી કથાનકની એક રૂઢિ છે જો આપણે આગળ જોઈ છે માટે આપણે ચંદ્ર ચદ્રાઠના એકથી બીજા મિલનનો સમયગાળો તપાસીએ

ચદ્ર પહેલે જ દિવસે ચદ્રાઠને જુએ છે ત્યારથી પખવાડિયામા જ, તે ચદ્રાઠને મળતો થઈ જાય છે બન્નેનો પ્રેમ ને ગાધર્વ વિવાહ થઈ ચૂકે છે એટલુ જ નહિ ચદ્રસેને જાત્રાએ જતા માતાપુને આપેલા પત્રમા કરેલા એકરાર મુજબ "પુરણ ગર્ભ છે પ્રમદા પેટ" (૪૯૭)—તે હકીકતની તેને જાણ, સિદ્ધ થાય છે અહીં 'પુરણ'નો અર્થ પૂરા માસનો, એવો નથી સમજવાનો કારણ કેટલેક સ્થળે ગર્ભનો ઉલ્લેખ કરતા 'પુરણ' શબ્દ મૂકે છે, તે પૂર્ણ અર્થનો સૂચક નથી વસ્તુત તેનો અર્થ, પૂરી રીતે—પાકે પાયે—નિશ્ચે, એવો થાય છે ને કથાના તે તે બિન્દુ આગળ, કાલગણના કરતા પૂર્ણ ગર્ભકાળની શક્યતા યે જણાતી નથી આગળ ચાલતા તે સ્પષ્ટ થશે

આપણે જોયુ કે ગર્ભ રહ્યા બાદ ટૂક સમયમા જ્યારે ચદ્ર જવા કરે છે ત્યારે ચંદ્રાઠ આનાકાની કરે છે પણ તેનો વાર્યો રહેતો નથી, ને જાય છે

તેના ગયા બાદ, શામળ વર્ણવે છે તેમ "ત્રણ માસે તરતીમનર, મળવા આવી માત" એ પરથી ચન્દ્ર ગયો ત્યારે ૩ થી ઓછા માસ પુરવાર થાય છે વળી, ચન્દ્ર પાછા ફરવા માટે ૧ મહિનાનો વાયદો કરે છે તે પરથી પણ પરોક્ષપણે સગર્ભાવસ્થાનો ૩ માસથી ઓછો કાળ સૂચિત થાય છે તેમ કરવામાં ચન્દ્રનો આશય એવો જણાય છે કે જગતને જાહેર થાય એ પરિસ્થિતિ પૂર્વે એટલે કે ૩ જ માસ દરમ્યાન જ તે આવી રહી શકશે

એ પછી, માતા જઈ પિતાને કહે છે રાજા રોષ કરી વજીરની મદદથી 'વન'માં મોકલવાનું ઠરાવે છે શાણો વજીર, ગુપ્તપણે ચન્દ્રાને પોતાને ઘેર આશરો આપે છે ત્યારે પત્નીને વાત કરતા શાસ્ત્રપણે "પુરણ ગર્ભ માસ આઠ પાંચ" (૫૮૧) કહે છે તેનો અર્થ, ચન્દ્રાને ત્રીજો માસ છે અર્થાત્ પૂર્ણ ગર્ભમાસ આડા પાંચ માસ હજી બાકી છે મતલબ કે આગલા બનાવોની કડી બંધબેસતી છે

હવે, જ્યારે ચન્દ્ર નિધિનંદનીને લઈને ચન્દ્રાના નગરમાં વળી આવે છે— પાછો ફરે છે ત્યારે વજીરના આપેલા સમાચાર મુજબ "પ્રસવ્યો છે તેણીએ પુત્ર થયા માસદ સાત" (૬૮૮, ૬૯૦, ૭૧૯), એવી નિશ્ચિત હકીકત સાંપડે છે એમ, પ્રસવ પહેલાના સાત અને પ્રસવ પછીના સાત મળી, કુલ ૧૪ માસ ચન્દ્રા ચન્દ્ર વિના એકલી ગાળે છે

તો પછી, સમયગણનાની દૃષ્ટિએ ચન્દ્ર કેટલા સમય દેશાન્તર કરી ચન્દ્રાથી જુદો રહે છે? અને તેના સમયગાળો ચન્દ્રાના સમયગાળા સાથે મળતા આવે છે કે કેમ? વિચારી જોઈએ

ચન્દ્રા પાસેથી નીકળી જતાંએ આગળ વધતા ચન્દ્રને વાટમાંથી જ નિધિનંદનીના પિતાના વજીરે ઓળખ્યો ને પકડયા તે વેળા ચન્દ્ર વિષે "કુંઅર દીસે કંદર્પ સમો નુગ વરનામા નોય" (૫૦૪), ને "ખટ માસ કારાગ્રહે નાખ્યા" (૬૨૨) એમ બયાન કર્યું છે તેને એક દિવસ શૂળીએ દેવા લઈ ચાલ્યા, ત્યાં નિધિનંદનીએ જોયો, તેને બચાવ્યો ને પરણી આપણે જોયું તેમ ચન્દ્ર પોતાને દેશથી નીકળ્યો ત્યારે ૧૩ વર્ષનો અને જતા તથા ચન્દ્રા ના મિલન પછી નોંધ વર્ષ, એ હકીકત બરાબર છે? વચ્ચેથી જવાના સમયની વાત જવા દઈએ તો પણ, એટલા સમયમાં તેને ૧૪ વર્ષ તો ન જ થયાં હોય ઓછા હોય કારણ, બે કુંવરીઓના મિલનની વચમાં બહુ ઝાઝો સમય વીત્યો નથી.

વળી ચન્દ્ર નિધિનંદનીને પરણ્યા બાદ "અનંગ મંજરી"માં, "એમ વરસ એમ વહી ગયું નીધનંદની સાથ" (૬૪૪), એમ કવિ વર્ણવે છે એટલે કે,

છ માસ કારાગૃહના ને ૧૨ માસ લગ્નજીવનના મળીને ઓછામાં ઓછા કુલ ૧૮ માસ, તે ચંદ્રાવળી છૂટો પડેલો છે. આ પરથી પ્રતીત થશે કે—ભલે નાનો પણ—ચાર માસ પૂરતો બન્નેના સમયનો મેળ બેસતો નથી. ઝરણ કવિએ તે ચોકસાઈથી બેસાડેલો નથી. સામાન્ય રીતે કોઈપણ કથાકાર પાસે ચંદ્ર-ચંદ્રાવળ મિલન પૂરતી ટૂંકા સમયની અને તે પર પથરાયેલા ઓછા બનાવોની કડીઓ બંધબેસતી કરવાની અપેક્ષા રહે, એ સહજ છે. શામળ તે પૂરી કરી શક્યો નથી.

આમ કેમ? જૂના સમયમાં વ્યક્તિને પોતાનો જન્મદિવસ કે વયની પૂરી જાણકારી નહોતી. તે પ્રમાણે જૂની કથાઓમાં, આવી કાળતત્ત્વની સુસંગતતાની ચોકસાઈનો આગ્રહ ન હોય અને સમયનો આધારો જ લક્ષમાં લેવાય, એમ બને. છતાં કહેવું જોઈએ કે એક બાજુ ૧૨ વર્ષ જેટલું ઠીક ઠીક મોકળું સમયફલક લીધા પછી તેને અવગણી, તેમજ બીજી બાજુ, ઓછી ને સાદી કાળગાળાના વાળી ઘટનાઓનો નાનો શો ભાગ નિરૂપવા લીધા પછી, ને એમ કરીને અનુકૂળતા મેળવ્યા પછી તેણે સુસંગતતાના સરવાળા જેવી કલાત્મક સૂક્ષ્મતા રાખી હોત તો સારું હતું. એવી સુસંગતતા તે કથાનિરૂપણમાંયે જાળવી શકતો નથી. દા. ત. માલણ ચંદ્રને 'પુત્રી એ પેટની જાઈ' તરીકે જાહેર કરીને સાથે લાવશે એમ ચંદ્રાવળને કહે છે પણ લાવે છે ત્યારે, પોપટિયાને 'મલવા આવી મુજ બેન' કહે છે. તેનામાં એક દરે કલાત્મક સૂક્ષ્મતાની જ કમીના છે.

ટૂંકમાં આપણને કાલગણનની દૃષ્ટિએ ઉદ્દિષ્ટ, એવી આ કથાનકની મુખ્ય બીના તે, ચંદ્ર ચંદ્રાવળ પ્રથમવાર મળે, ત્યાર પછી તે છૂટો પડે ને વળી પાછો મળે, તે છે અને તેનો ઓછામાં ઓછો ૨૦ માસની અંદરનો ગાળો લેખવો જોઈએ. ને એ ગાળાની વીગતકડીઓ જોઈએ તેટલી બંધબેસતી નથી.

શામળની અન્ય વાર્તાઓની તુલનાએ આ વાર્તા સાદી અને માટે જ સળંગસૂત્ર છે. મદનમોહનામાં જેમ વર્તાની અંદર—દૃષ્ટાંત તેમજ આડકથારૂપે, વાર્તાઓ આવે છે, તેવું આનું સંકુલ સ્વરૂપ નથી અને છતાં ચંદ્ર નિમિત્તનીને જે રીતે મેળવે છે તેવાળો વાર્તાખંડ મુખ્ય કથામાં આડકથાના અંશરૂપે છે. જેમ પ્રાચીન સાહસવાર્તાઓમાં પરાક્રમની યદીમાં એક પછી એક સાહસની આડકથા પરોવાતી ગૂંથાતી જાય છે, તેમ પ્રસ્તુત કથામાં ખાસ બનતું ન ગણાય. કારણ એ કથા પોતે સંકુલ ન હોઈ ખાસ મોટી નથી અને તેને અવલંબીને આવતો આડકથાખંડ પણ નાનો છે. આમ તેની સળંગસૂત્રતા અનુરૂપ છે. બહુબહુ તો પ્રસ્તુત કથાના નાયક વિશે આમ કહી શકાય જેમ

# ચન્દ્ર૦—ચન્દ્રાવતી વારતા

## [ વાર્તાનું વિષયપૃથક્કરણ ]

( કુલ ૭૪૭ — ચોપાઈ, દુહા, છપ્પા મળીને )

| કડી | વિષય | |
|---|---|---|
| ૧ — ૭ | સરસ્વતી | મંગલાચરણ |
| ૮ — ૧૦ | ગણપતિ | |
| ૧૧ — ૧૨ | માતતાત, ગુરુ ઈષ્ટદેવ (શિવ), અન્ય દેવ | |
| ૧૩ — ૧૪ | ગ્રંથપરિચય | |
| ૧૫ — ૧૮ | ગૌડ દેશના શ્રીપતરાયનું વર્ણન | |
| ૧૯ — ૨૮ | ચન્દ્રસેનનું વર્ણન | |
| ૨૯ — ૩૫ | તેને ભાગવતશ્રવણથી જાત્રાની પ્રેરણા | |
| ૩૬ — ૩૯ | પિતાની રજા માગી | |
| ૪૦ — ૪૬ | આનાકાનીસહ સમતિ | |
| ૪૭ — ૫૦ | મિત્ર પ્રધાનપુત્રસહ જાત્રા | |
| ૫૧ — ૫૯ | વિવિધ તીર્થસ્થાનો | |
| ૬૦ — ૬૮ | ભીમના પાટણના ભીમસેન રાજાનું વર્ણન | |
| ૬૯ — ૭૦ | કુંવરી ચન્દ્રાવતીનું વર્ણન | |
| ૭૧ — ૭૩ | ચન્દ્રા૦ની ઉમાઉપાસનાદ્વારા વરની પ્રતિજ્ઞા | |
| ૭૪ — ૮૦ | તે મુજબ મન્દિર જવું | |
| ૮૧ — ૮૬ | જાત્રાળુ ચન્દ્ર૦નું આગમન ને માના માળણ સાથે મેળાપ | |
| ૮૭ — ૯૨ | માનાએ કરેલું સ્વાગત ને પૂછપરછ | |
| ૯૩ — ૯૯ | ચન્દ્ર૦નો ઉત્તર શિવપૂજનનું નીમ | |
| ૧૦૦ — ૧૦૩ | ચન્દ્રા૦ દર્શને તેથી માનાએ થોભવા કહ્યું | |
| ૧૦૪ | ચન્દ્રસેને ચન્દ્રા૦નું ગુપ્તપણે દર્શન કર્યું | |
| ૧૦૫ — ૧૦૬ | ચન્દ્રા૦નું સ્વરૂપવર્ણન | |

| : કડી : | : વિષય : |
| --- | --- |
| ૩૯૯ — ૪૦૬ | ચંદ્રા૦એ માનાને વિશ્વાસમાં લીધી. |
| ૪૦૭ — ૪૧૧ | માનાનો એકરાર—શરણાગતિ. |
| ૪૧૨ — ૪૨૩ | ચંદ્રા૦એ આપેલું અભયવચન. |
| ૪૨૪ — ૪૩૨ | માનાનો વિશેષ ખુલાસો. |
| ૪૩૩ — ૪૪૦ | દર્શનોત્સુક ચંદ્રા૦. |
| ૪૪૧ — ૪૪૬ | માલણે સુઝાડેલો ઉપાય. |
| ૪૪૭ — ૪૫૯ | માલણનું ચંદ્ર૦ને સ્ત્રીવેશે મળવા સૂચન—ચંદ્રની પ્રથમ ના, પછી હા. |
| ૪૬૦ | પ્રમદાવેશે ચંદ્ર૦ને જોઈ પ્રતિહારીને શંકા. |
| ૪૬૧ — ૪૬૬ | માનાએ ખોટો જવાબ ને વીંટી આપી, વશ કર્યો. |
| ૪૬૭ — ૪૭૬ | ચંદ્ર૦-ચંદ્રા૦ મિલન, ચંદ્રા૦ વડે લગ્ન-પ્રસ્તાવ. ચંદ્રસેનનો જાત્રાબાદ લગ્ન કરવાનો નિર્ણય. |
| ૪૭૭ — ૪૮૬ | ચંદ્ર૦-ચંદ્રા૦ગાંધર્વવિવાહ — ચંદ્રા૦ ગર્ભવતી. — ચંદ્રસેનને ચેતવ્યો. |
| ૪૮૭ — ૪૯૯ | છતાં ચંદ્ર૦ વીસ દિવસનો વાયદો કરી, ગયો. તે પહેલાં માલણને એંધાણી પત્ર આપ્યો. |
| ૫૦૦ — ૫૦૨ | ચંદ્રા૦ વિશે માતા વ. ને જાણ થઈ — ચંદ્ર૦ જાત્રાનિમિત્તે રાજવતી નગરીમાં. |
| ૫૦૩ — ૫૦૮ | ત્યાંનો વજીર મળ્યો ને પૂછતપાસ. |
| ૫૦૯ — ૫૧૪ | વજીરે ચંદ્ર૦ને કેદ કર્યો. શીપન્નરાયપ્રતિનું વેર વાળ્યું. |
| ૫૧૭ — ૫૨૪ | ચંદ્રા૦ વીસ દિવસ વીત્યા, પણ વાટ જોતી રહી. કફોડી દશા. |
| ૫૨૫ — ૫૪૫ | ચંદ્રા૦ની માતાએ જાણ્યું — ફિટકાર. રાજાને જાણ કરી. |
| ૫૪૬ — ૫૪૯ | પ્રધાનની સલાહ માગી |
| ૫૫૦ — ૫૬૦ | પ્રધાને પ્રતિહારી વ.ને પૂછી કરેલી તપાસ — ચંદ્રા૦ને દાસીએ રાનમાં મૂકવા કહ્યું. |
| ૫૬૧ | રાજાએ વજીરને સોંપ્યું. |

| : કડી : | : વિષય : |
|---|---|
| ૫૬૨ — ૫૭૪ | વજીર — ચંદ્રાવતીને થયેલી વાત. |
| ૫૮૨ — ૫૮૬ | તે પરથી ચંદ્રાવતીને ઘેર લાવ્યો — ગુમરક્ષણ. |
| ૫૮૭ — ૫૯૩ | ચંદ્રાવતી પુત્રપ્રસવ. |
| ૫૯૪ — ૫૯૮ | ચંદ્ર૦ બંદીખાને — રાજસંઘ રાજાની મારી નાખવા માટેની આજ્ઞા. |
| ૬૦૧ — ૬૦૮ | રાજસંઘની કુંવરી નિધિનંદની. |
| ૬૦૯ — ૬૨૨ | ચંદ્ર૦ને સૂળીએ લઈ જતાં જોયો. |
| ૬૨૩ — ૬૨૮ | ચંદ્ર૦ને જીવિતદાનની પિતાસમક્ષ કરેલી યાચના. |
| ૬૩૦ — ૬૩૯ | વજીરની સલાહ — સંમતિ — લગ્ન. |
| ૬૪૦ — ૬૪૫ | કુંવરી અને રાજ્ય બન્ને ચંદ્ર૦ને આપ્યાં. |
| ૬૪૬ — ૬૫૬ | ચંદ્રાવતીને આપેલા વાયદાનું સ્મરણ — જવા નિધિનંદનીની સંમતિ માગી. |
| ૬૫૭ — ૬૫૯ | નિધિનંદનીની સંમતિ — તૈયારી |
| ૬૬૦ — ૬૬૨ | દેશ જીતતો, ચંદ્રાવતીની નગરીમાં — 'યુદ્ધ નહિતર કુંવરી'ની માગણી. |
| ૬૬૩ — ૬૬૭ | રાજાએ વજીરને દીકરી વિશે પૂછ્યું — વજીરે શોધી લાવવા કહ્યું. |
| ૬૬૮ — ૬૯૧ | વજીરે ચંદ્ર૦ને અથિતિ સમાચાર આપ્યા. |
| ૬૯૨ — ૭૦૭ | ચંદ્ર૦ કૃતઘ્ન બન્યો. |
| ૭૦૮ — ૭૧૯ | પ્રધાનનો રાજા સમક્ષ ધટસ્ફોટ. |
| ૭૨૩ — ૭૨૬ | રાજાએ ચંદ્ર૦નું સામૈયું કર્યું. |
| ૭૨૯ | ચંદ્ર૦ચંદ્રા૦મિલન. |
| ૭૩૦ | નિધિનંદનીને તેડાવી — ચંદ્ર૦ બે રાણીસમેત પોતાને નગરપ્રયાણ. |
| ૭૪૦ | ૧૨ વર્ષે માતાપિતા વ.નો 'મેળો' - આનંદમંગલ. |



# ચંદ્ર-ચંદ્રાવતીની વારતા

॥ ચોપાઈ ॥

શ્રી ગણેશાય નમઃ શ્રી ગુરુભ્યો નમઃ અથ ચંદ્ર ચંદ્રાવતીની વારતા લિખ્યતે

શ્રીમુખે સેવુ સરસવતી મયા કરો આપો શુભમતી
બ્રહ્મ તંનયા તું ભારે ભૂપ અકલદેયણી આદ્ય અનૂપ ૧
વેણાપુસ્તગ પાંણુ ધારણી કોટીકોટીકલાંણુકારણી
દયા જાણુ દાતાર દેવ સૂર સૂનકાદીક કેરી સેવ ૨
હંસવાહંની જાણુ સુજાણ વીણા પુસ્તગ પરઠી પાણ્ય
પાંમર જનને પંડીત કરાં સૂર સૌ કોના સંકટ હરા ૩
ત્રૂઠી શ્રીસારદા બ્રંહ્મભેદ વર્ણંવ કિધા ચારે વેદ
ત્રૂઠી શ્રીવેદવ્યાસ પુરાંણ અષ્ટાદશ અભ્યાસ ૪
ત્રૂઠી શ્રીસુખદેવ સુજાણ પરઠાં ભાગવત પુન્યપુરાંણ
ત્રૂઠી જેયેદેવને સરસ્વતી પાંમ્યો તે નર પદમાવતી ૫
કાલીદાસને કરુણા કરી વિશ્વમાહે કીરત વીસ્તરી
શંકર સ્વામીને દીધી સીધ્ય કોટી ગ્રંથ આગમના કીધ્ય ૬
ત્યેમ સાંમલભટને કરુણા કરો બાલક જાંણી બાંહે ધરો
પ્રરઠે ગ્રંથ તે પાંમરશુ પાર તુ છે નોધારાં આધાર ૭
ગણપત્ય ગુણનીધ્ય ગુણગંભીર ધર્મધ્યાન ધોરંધર ધીર
સીવસુત પારવતીનો પુત્ર ચ તામણ કેરાં ઘરસુત્ર ૮
નવનીધ અષ્ટમાસીધ દાતાર ઉત્તમ મોદક અંમૃત આહાર
સોભીત સેવંત્રાં શોભીતઃ સીદૂર ભારે ભોગ સક(ળ)નો ભરપૂર ૯

---

૧. ૨. વિ. માગા. ૧. ૩. વિ. મ્યોરસમ. ૨. ૪. હ. સાધે સેવ.
૩. ૨. વિ. પઠી. ૯. ૩ હ. સેવત્રાં સિંદૂર.

સુદ્ધબુધ સ્ત્રી લખલાભજ તન　　રીધ્ય સીધ્ય તનયા મોટમમન
એમ કલ્યાણ જેહના જામાત્ર　　પુજવા જોગ્ય પવિત્ર પાત્ર ૧૦

॥ દોહો ॥

માત તાત ગુરુ ઈષ્ટને　　ચરણે નામુ શીશ
આરાધૂ ઈષ્ટદેવને　　અર્ધાગે ઉમયાઈશ ૧૧
વિષ્ણુ વીરચી વદીને　　વેદને કરૂ વન્યેક
ચદ્ર ચદ્રાવતી વર્ણવુ　　નાટક કેરો નેક ૧૨
રાગ વર્ણવ ને રાગણી　　ચચલ ચતુરાઈ ચેહેન
ગ્રથ કરુ ગગુયો ઘણો　　અકલનો અર્ણવ યેન ૧૩
સાખી સમસ્યા સોરઠો　　પીંગલકેરા પાઠ
જાંણુ હસે ત્યે જાણસે　　ઠરાવીક રુડા ઠાઠ ૧૪
શ્રીહઠ દેશ શીરોમણી　　માલવ મુખ્ય મેહીમાયે
શ્રીપત્યરાય સૂભ રાજવી　　ચતુરદસ વીદ્યા ચાહાયે ૧૫
રામરાજ સરીખડુ　　રાજરાજેશ્વર રીત્ય
પુર પ્રાક્રમ પ્રમારથી　　પુન્ય ઉપરે પ્રીત્ય ૧૬
વર્ણ અઢાર વાસો વસે　　લાડ કરે સહુ લોક
ભારે અલખત્ય ભોગવે　　ખાતામાહિ નહી શોક ૧૭
બ્રાહ્મણક્ષત્રી વૈશ્ય શૂદ્ર　　વર્ણાવર્ણ વ્યવેક
સૌહૂસૌહૂના ધર્મ સાચવે　　નાવટ શાવટ નેક ૧૮
સતાન શ્રીપત્યરાયને　　ચદ્રસેન ચીત્ત ચાહાય
બતરીસ લક્ષણ આગલો　　રાજવીયાનો રાય ૧૯

---

૧૧ ૪ વિ. અર્ધ ઉમયાપત્ય ઈશ　૧૨ ૧ વિ. વ્યદને　૧૩ ૧ હ. વર્ણન　૧૪ ૪ હ. ઠરવાને કઉ ઠાઠ　૧૫ ૨ હ. મહી માંય　૧૬ ૩ વિ. પુરાંણ　૧૭ ૪ હ. સ્વપ્નામાં નહિ શોક

ગુણલક્ષણુ ગંભીરતા ગુણસાગર ગુણનીધ્ય
કુલદીપક કુલતારણો સકલ કલા ગુણસીધ્ય ૨૦

ત્યેજપુંજ તરતીબતર ત્રૈલોકચ મોહન તત્વ
તરતીબ ઘહોરી ત્રોહે પખે સત્ય શીરોમણુ સત્વ ૨૧

પંચ દીરઘ પંચ ઉનતા પંચ લઘુ પંચ રક્ત
પંચ સ્વેત પંચ સામતા પંચ પ્રચંડ વીરક્ત ૨૨

કામ સમાને કારમો કામ સમાંને રુપ
કાંમકલા કાંમીકમલ કોઠ ભારેવન ભૂપ ૨૩

ઈંદ્રિ અવતારી ઈંદ્રિ પદ ઈંદ્રિ આકારે ઓપાણુ
ઈંદ્રિ ઉપમા ઈંદ્રિ તુલ્ય તપ ભલપણુ કેરો ભાંણુ ૨૪

ચતુર ચંદ્ર સરીખડો ચતુરદશ વીદ્યા ચેહેન
ચતુર નિગમની ચાતુરી ચિંતામણિ સુખદેન ૨૫

ચાતુર નરસૂ ચીત્ત ધરે સંપુર્ણ સુભ સોળ
બેહોતેર બતરીસ છતરીસ છત્ય કંદ્રપવત કપોલ ૨૬

લાડકવાયો લાખેણો લાયેક નાયેક નેક
સાહાક્ષાત વ.યેક શીરોમણી વમંત વપુયે વ૦યેક ૨૭

લેખક પરખક પુરાણનો નરખક નેંકી નામ
વર્ધક અમૃત વેણુનો કોટિ પરમારથ કામ. ૨૮

એક દિવસ શ્રીભાગવત સાંભલું શ્રાવણ માસ
ધર્મ વાત રુદે ધરી વીદ્યા વાંણી વીલાસ. ૨૯

ખરુ તત્ર તાહા બોલિયુ શ્રેય વચનથી સાચ
મનુષ્યાદેહે સફલ રે એહે પદારથ પાંચ ૩૦

---

૨૧. ૧. હ. તેજપુંજ. ૨૩. ૧. વિ. કામયકી કામણો. ૨૩. ૪. હ. ભારેવત. ૨૫ ૩–૪ વિ. માં નથી. ૨૦ થી ૨૮. વિ. માં ફરી લખાઈ છે. ૨૯ થી ૩૫. વિ. માં કેટલાક ભાગો ફાટેલા છે.

એક પુન્ય બીજો ધર્મ ત્રીજુ પૂજન ઇશ
ચોથું નામ નારાયણનું પાચમુ તીરથ ધીશ ૩૧

અંન દાંન જેણે આપીયાં ન રહી ત્યેહેન્યે નૂન્ય
પસાયતાં પૂરાં કર્યાં પોચ્યું તેનું પુણ્ય ૩૨

વિપ્ર પૂજેત્યે સર્વે વલે તેત્રીસ કોટીક દેવ
અડસઠ તીરથ તેહનાં વલે કરે માતાપિતાની સેવ ૩૩

રાંમનાંમથી મંત્ર નહી તારક એ કેહેવાયે
ગાય તુલસી ને પિંપલો ચોથુ ગંગા નાહાયે ૩૪

કૂચરે કથા એ સાંભલી બુધ્ય વિચારી બાંઠ
તત્ત્વ જાણ્યું ત્રૈલોકનું તે તો બાંધ્યુ ગાંઠ ૩૫

॥ છપ્પો ॥

જે જન નાહ્યો ગંગ લાવો લાખેણો લીધો
જે જન નાહ્યો ગંગ પાગ જમને શિર દિધો

જે જન નાહ્યો ગંગ શત ઈકોતર તાર્યો
જે જન નાહ્યો ગંગ પ્રભુવશ કરી અરિ માર્યો

જે જન નાહ્યો ગંગ તરંગમાં તે ગવરીપતિ પાસે ગયા
જનમ મરણ તેણે જીતિયાં થીર થાવર થીરપદ થયા ૩૬

॥ દોહો ॥

પિતાને પુત્ર પાગે નમ્યો, હેતથી જોડયા હાથ
કહ્યું કિંકરપેરે કરગરી સેન ઘણેથી સાથ ૩૭

---

૩૨. ૩. ૪. વિ. માં નથી. ૩૪. ૧. હુ. રામનામ શી. ૩૫. ૨. હુ. પાઠ. ૩૬ થી ૧૫૬ સુધીની કડીના પાઠ માટે માત્ર 'હ' નો જ આધાર છે. વિદ્યાસભાની પ્રત ત્રુટ્યું હોવાથી, આ અંશપૂરતો ઉપયોગ થઈ શક્યો નથી.

જુગતે કરૂં હું જાતરા, અડસટ તીરથ અનુપ
ગંગા ગોમતીને ને ગયા ભૃગુક્ષેત્ર જે ભૂપ ૩૮
જન્મ સફળ મારો કરૂં તારૂં પરિયાં તેણ
હુકમ પામું હજુરનો વદો પિતાજી વેણ. ૩૯
પિતા કે'રે પુત્ર સુણ, મોટમ વાત એ મેર
તરૂણપણે તીરથ કશું તમને વરસ જ તેર ૪૦
એકાએક તું એકલો પ્રાણતણો આધાર
તુજ વિણ કયમ મંદિર રહું સંસારતણો તું સાર ૪૧
માં'રાજ સુણો શ્રી મહીપતિ કોનું નથી જન કોય
કોનું રાખ્યું રહેતું નથી હરિ કરે તે હોય. ૪૨

॥ છપ્પો ॥

રાખે લક્ષ રખવાળ લોહ પિંજરમાં પેસે
અરણવ બિચ આસન વળી જે જન બેસે
વજ્ર ગુફા ગંભીર મગ કોરાવી માણે
શુભ મેરૂને શિખર ઇંદ્રજાળની વિદ્યા જાણે
વળી સંચ પ્રપંચ સમજણ શુભ કોટિ ઉપાય ક્રોડ કરે
પણ જાળવે કોય જીવે નહિ સામળ (કે') મોત આવે નિશ્ચે મરે ૪૩

॥ ચોપાઈ ॥

પિતાજી આજ્ઞા દીજિયે કોડ અમો જાત્રા કીજિયે
એથી રૂડું અધિકું કહું. તમ આગળ કે'તાં તો બીહું ૪૪
મારૂં મન તીરથમાં અડયું જેમ લોહ લુવારે જડયુ
પિતા કહે સાંસો મેલિયે ભૂપત તમ સાથે ભેળિયે ૪૫
ગરથ ખજાનો રાખો હાથ સામદ રૂડા લીજે સાથ
મન ગમતી લઈએ માતરા કીજે જગતતણી જાતરા ૪૬

તન કે' સાંભળો મારા તાત    વેદશાસ્ત્રતણી કહું વાત
પાળે પગે જાત્રા કીજિયે    લાખેણો લા'વો લીજિયે ૪૭
એક પ્રધાન તણો જે પુત્ર    એ આવ્યે સાથે ઘરસૂત્ર
માતાને પાગે લાગિયો    આશિષ ઘણી તેની માગિયો ૪૮
સકળ સર્જનની શિક્ષા લીધ    કર્યો પંથ સુપુત્રે સિદ્ધ
પ્રધાન પુત્ર સાથે તેડિયો,    ખરો પંથ મારગ એડિયો ૪૯
સુબુધ સાગર પ્રૌઢ પ્રધાન    મનસા સિદ્ધ દીધાં બહુ માન
ચન્દ્રસેન નૃપ અતિ ગુણવાન    અડસટ તીરથ ઉપર ધ્યાન ૫૦
મનસા સિદ્ધિ મોટમ માલિયા    ચતુર નર પંથે ચાલિયા
પ્રૌઢાં તીર્થ પ્રથમ પરખિયાં    માત હરસિદ્ધ નૌતમ નરખિયાં ૫૧
મહાકાળેશ્વર નિરખ્યા ઈશ,    ક્ષીપ્રાને નમાવ્યું શિશ
પૂજા કરીને પંથે પળ્યા,    ઉત્તર પંથ ભણી તે વળ્યા ૫૨
આરાસુરી પૂજી અંબાય    શિવ કોટેશ્વર પૂજ્યા રાય
આબુગઢ પ્રૌઢા અરબુદા    પ્રભાસ પાટણે તે સર્વદા ૫૩
સરસ્વતી સાબર નર્મદા    અકળ પંથ ચામુંડ ચર્મદા
હિમાચલ ગિરિરાજ જનનાથ    કરી છે જાત્રા સાથે સાથ ૫૪
શ્રીબહુચરી ગિરનારો ગોખ    પશ્ચિમ દર્શન રણછોડ રોખ
શ્રી ગોમતી દ્વારામતી ગ્રામ    કર્યાં તીરથ જાત્રા કામ ૫૫
શ્વેતબંધુ રામેશ્વર રિદ્ધ    નવનાથ ને ચોરાશી સિદ્ધ
શિવકાંચી વિષ્ણુકાંચી વેદ    ભમ્યો જાત્રા અતિ ઉમેદ ૫૬
ગંગા ગયા ગોદાવરી    માંધાતા ૐકાર મન ધરી
અડસટ તીરથ કર્યાં અનેક    નવસે નવાણું નદીના નેક. ૫૭
કાશી કોકણ ને કેદાર    એવાં તીરથ અપરંપાર
શ્રીમેલાપુર પાટણ સાર    અલખત જેમાં અપરંપાર ૫૮
સાગર તટ નર્મદાની તીર    ધર્મ ક્ષેત્ર નિર્મળ છે નીર ૫૯

॥ દોહા ॥

શ્રીવંતસંગ સબળા ભલા રિદ્ધ ભોગવે રાજ
ચોરી નહિ ચાડી નહીં (તે) તનમનધનથી તાજ ૬૦

જાણુ જુધિષ્ટિર સારખો પુરંદર (વત્) ગુણ ભંડાર
ધનદ સમોવડ ધનપતિ બ્રહ્મા જેવો ભાર ૬૧

હરિશ્ચન્દ્ર જેવો સાધવી કર્ણ સમો દાતાર
માંધાતા સરખો મહીપતિ અલખત અપરંપાર ૬૨

પદ્માકર નામે પુત્ર છે, ચતુર શિરોમણી સાર;
બત્રીશ લક્ષણ આગળો દેવાંશી દાતાર ૬૩

પુત્રી એક પવિત્ર અતિ ચંદ્રાવતી નિજ નામ
ધર્મ મારગ ધારે ઘણી કરે પુણ્યનાં કામ ૬૪

સોળ કળા સંપૂરણે લક્ષણ દ્વાદશ વીશ
ઉપાસિક અંબાતણી અહરનિશ પૂજે ઈશ ૬૫

એકાદશ વર્ષની અલંકી ચતુરા ચતુર સુજાણ
ચંતનીથી ચોસટ ઘણી પદ્મની પૂર પ્રમાણ ૬૬

રૂપે રંભા સારખી વપુએ જોબન વેશ
નાગફણી અંબોડલો સવાગજ શિર કેશ ૬૭

શોભિત સોળ સજે સદા ગાયે ગુણ નિધ ગીત
પરમેશ્વર ને પુણ્ય પર પુરણ બાંધી પ્રીત ૬૮

પિતા કહે પરણાવિયે રૂડો જોઈ રાજ
માતા ભ્રાતા એમ કે' રૂડાં કીજે કાજ ૬૯

બોલી ત્યારે બાળકી કર જોડી કે' કે'ણુ
દીન બોલ કહ્યા દીકરી વદીને અમૃત વેણુ ૭૦

હું આરાધું અંબિકા પૂજું છું હું ઈશ
તે વર મુજને આપશે જે ગમશે જગદીશ. ૭૧

રાય રંક કે રાજવી ઉચ નીચ અમીર
પૂછયું કે' જે માહરૂં સોપું ત્યાંહિ શરીર ૭૨

પૂછયું કહ્યા વિણુ નહિ વરૂં એક પ્રતિજ્ઞા આપ
બીજો વર જો વરૂં અમો (તો) બ્રહ્મહત્યાદિક પાપ ૭૩

કબૂલ કર્યું કુટુંબીએ ગુણુ ઈશ્વરના ગાવ
આદિત્ય વારે અંબિકા પૂજન કરવા જાવ ૭૪

સવા પહોર સવારથી ફરે ડંડેરો આમ
નર કો બા'ર ન નીસરે ઠરી રહે સૌ ઠામ ૭૫

અબીલ ગુલાલ ઉડે ઘણાં ઓચ્છવ અદકો થાય
સખીઓ સાથે સાતસે પૂજા કરવા જાય ૭૬

પેર પેર પૂજા પૂરતી ભાત ભાતના ભોગ
જાત જાતની વનસ્પતિ સુગંધ તણા સંજોગ ૭૭

કપૂર કેસર અગર્જા જાઈ જુઈ સુગંધ
માલતી મરૂ મોગરો ખરાસ બીડી બંધ ૭૮

પરિમલ પારિજાતક તણા હોંસિલા બહુ હાર
ભરી છાબ તે ભામની અલખત અપરંપાર ૭૯

માનની મહિના એકમાં પરવરે વારજ પંચ
દયા દાન ધર્મદાન દઢ સાચવે સઘળા સંચ ૮૦

નિત્ય નિત્ય પ્રત્યે નગ્રમાં, ઉચ્છવ અદકો હોય
રામ રાજ સરિખડું કો (ને) નવ ગાંજે કોય ૮૧

એની વાત તો એટલી જે પૂછયું કહે પંથ
અવનિમાં તે વર ખરો, એ કામનીનો કંથ ૮૨

ચંદ્રસેન રાજા ચતુર | સુબુધ સાગર પ્રધાન
તે પૂરણ પુણ્યાતમા | મા'દેવતણું બહુ માન ૮૩

ભમતાં ભમતાં ભૂમિપર | રમતાં રમતાં રાન
ગમતાં ગમતાં ગીત ગુણ | મમતા મમતા મે'રાણ ૮૪

મારગે માત્રા ખરચતા | જાત જાત જાત્રા જોય
વારતા વારતા વેદની | કળી નવ શકે કોય ૮૫

શ્રીવંત શ્રીમેલા પાટણે | આવી ઉતર્યા એહ
માળણ દીઠા મહીપતિ | નારી પકટ્યો નેહ ૮૬

માના નામ માલણતણું | રૂપ તો અપરંપાર
પુષ્પ છાબ ભરી કરી | વધાવ્યા વારંવાર ૮૭

સાત મો'ર સોનાતણી | મૂકી છાબજ માંય
નારી કે' કોએક નરપતિ | તિલક કર્યું છે ત્યાંય ૮૮

તમો વીર હું બેનડી | પૂરણ પ્રીત્યે પેર
ઘણાં વાનાં ઘણું હેતથી | તેડી લાવી ઘેર ૮૯

બહુ પાક બત્રીશીઓ | શાક સતાવીશ સાત
મુખવાસ લવંગ ને એલચી | વળતી પૂછી વાત ૯૦

કુણ ગામ કુણ બેસણું | કુણ માત કુણ તાત
કયાંથી આવ્યા કયાં જશો | કહો વિગતની વાત ૯૧

બાળે વેશે બાળપણ | બહુ પ્રાક્રમ બહુ બુદ્ધ
ઉત્પત્તિ કો' કઈ અવનિમાં | સુણીએ સઘળી શુદ્ધ ૯૨

બેન અમો તારાં બંધવા | શ્રીહઠ નગરી રાય
જાત્રા કારણ જુગતથી | પૃથ્વીની પ્રદક્ષિણાય ૯૩

સાથી સાથી હાથી નહિ | નહિ ઘોડા અસવાર
એકાકી અણવાણે પગે | જાતનો એ વે'વાર ૯૪

દાણો પાણી દી ઇહાં રાજ સમો શુભ સાથ
આવાગમન સુખ દુઃખનું સર્વે ઈશ્વર હાથ ૯૫

સાત દિવસ આ શે'રમાં ચર્ચા જોશું ચંત
શિવપૂજનને સંચરી પરવરશું પછી પંથ ૯૬

ધન્ય દા'ડો ધન્ય એ ઘડી ધન્ય વેળા ધન્ય દીશ
પૂરણ પુણ્ય મુજ પ્રકટશે પ્રસન્ન ઉમયા ઈશ ૯૭

ધન્ય ભાગ્ય એ દેશનું ધન્ય ધરતી ધન્ય ધણું
પુણ્યવંત પુરુષમાં ચતુર ધરે જ્યાં ચણું ૯૮

બંધવ કે' રે બેન સુણ (અમો) કરીશું શિવપૂજન
ત્યાર પછી મુખમાં ધરું ફળ દળ જળ કે અન્ન ૯૯

વીરા સાંભળ વાત આજ છે આદિત્યવાર
સવા પો'ર કેડે જજો શિવ દે'રા મોઝાર ૧૦૦

પુત્રી પુરપતિકેરડી શિવપૂજાને જાય
તાલ મૃદંગ વાજાં ઘણાં ઉત્સવ અદકો થાય ૧૦૧

વનિતા એ વર માગવા શિવને નામે શીશ
પૂછ્યું કે' તેને વરે જશ રાખે જગદીશ ૧૦૨

મધ્યાને જઈ મા'દેવપે પૂજજો દેવ સુપાત્ર
વગર વિચાર્યું જો કરો ગત થાએ આ ગાત્ર ૧૦૩

મંદિરમાં બેઠા માળિયે ચક નાખી બે ચેત
જુવતીને જોવાતણું હૈડે અદકું હેત ૧૦૪

પાંચ ઘડી દિસે પદ્મની પાળે પગલે જાય
ગાન તાન થાયે ઘણું ઉલટ અંગ ન માય ૧૦૫

દીઠી દેવી સારખી રત્નાદે સમ રૂપ
રાધા રોહિણી રિદ્ધિપ(અ)ન્ય બામની જાતે ભૂપ ૧૦૬

કાલાઘેલા થઈ રહ્યા મોહનાં વાગ્યાં બાણ
ચિત્ત હર્યાં તે ચંતની પરવશ પડિયો પ્રાણ ૧૦૭

ભાવ ભેદ ભૂલી ગયા ગયા ધર્મ ને નેમ
જાત્રાથી આંખો પડયા પ્રમદા (શું) પેઠો પ્રેમ ૧૦૮

ખાન પાન ભૂખી ખલક ત્યાં રમત રીઝ ને રંગ
રંગ રૂપ ભૂલી ગયા ઘણો થયો ઉમંગ ૧૦૯

ચિત્ર લખ્યા શા ચકિત તે દારુણ પ્રકટયો દેહ
ધર્મ કર્મ ધારે નહિ નારી સાથે નેહ ૧૧૦

॥ છપ્પો ॥

નારી સાથે નેહ તેહ તો પૂરો પાપી
નારી સાથે નેહ તેહ શિવજીનો શાપી
નારી સાથે નેહ રામ તેને તો રૂઠયો
નારી સાથે નેહ મેહ અંગારે વૂઠયો
પરનારી સાથે જે પરભવ્યા દુઃખડુંગર શોભિત સદા
સામળ કે' સુખ સ્વપ્ને નહિ કુબુદ્ધિ ન કષ્ટ ટળે કદા ૧૧૧

પરનારી શું પ્રીત (તેને) કાળચંદ્રમા કં'ાવ્યો
પરનારી શું પ્રીત તેહને અપજશ આવ્યો
પરનારી શું પ્રીત દેહ તેની તો દહિયે
પરનારી શું પ્રીત લોહ પનોતી હઈયે
દરિદ્ર દુઃખ દાવાદળે ઘણાક કષ્ટના ગરકમાં
સામળ પ્રતાપ પરનારનો તે નિશ્ચે નાખે નરકમાં ૧૧૨

પરનારી શું પ્રીત તેહને કામ ન સૂઝે
પરનારી શું પ્રીત તેહ તો પ્રભુ નવ પૂજે

પરનારી શુ પ્રીત તેહ તો ધર્મ ન ધારે
પરનારી શું પ્રીત તેહ તો હોટે હારે
અપજશ અલેખે તેહનો અધર્મ અહકાર અન્યા ઘણો
સામળ કહે સુખ પરવારિયુ જેને નેહ પરનારી તણો ૧૧૩

॥ ચોપાઈ ॥

તેને વાગ્યા મોહના બાણુ પરવશ પડયો પોતાનો પ્રાણુ
ધીરજ ન રહી તે ચૂકયો ધર્મ ડાહ્યો પણ થયો ચિત્ત ભર્મ ૧૧૪

દુ ખ દારૂણુ પ્રકટ્યુ છે દેહ નારી સાથે લાગ્યો નેહ
અહો મહારાજ સદા શિવ સાર તું છે નોધારા આધાર ૧૧૫

પૂત્ત મારી થિર કરી સ્થાપ્ય એવી કન્યા મુજને આપ્ય
ઉત્તમ નવરાત્ર કરશું આઠ સાત સહસ લક્ષ ચ ડીપાઠ ૧૧૬

લક્ષ પૂજન શિવ શ્રાવણુ માસ અરે અ બિકા પૂરો આશ
રામ નામ જપુ મ ત્રનુ મૂળ શિવને ચઢાવુ કમળના ફૂલ ૧૧૭

॥ દોહો ॥

કર્મ તણી આશે રહે તે કાયર કે'વાય
રૂડા પુરૂષે કરવો ઘટે કર્મોયોગ વિવાય ૧૧૮
જોગી ભોગી તાપસી ધ્યાની માની ધર્મ
રક રાય ને અન્ય સૌ કરે ઉદ્યમના કર્મ ૧૧૯
કામ આપ'પણુ કૃતગણુ જે ઉદ્યમ કહેવાય
ત્યારકેડે તો કર્મના આણે છે મહિમાય ૧૨૦
સભાડ શિવ શક્તિને ઉદ્યમ કરી જોઉ આપ
વળતું કર્મ નિશ્ચે ફળે ઇશ્વરનો પરતાપ ૧૨૧
કે આગળ કહ્યુ નથી રહ્યો હૃદયમા જાણુ
જાત્રા ચિત્ત ચૂકી ગયો પરવશ પડિયો પ્રાણુ ૧૨૨

મધ્યાન થયે તે માનની ગઈ પોતાને ઘેર
બીજી વાર નરખી નરે પૂરણ પ્રીત્યે પેર ૧૨૩
સહુ સહુ ઠેકાણે થયે ચન્દ્રસેન જે રાય
પૂરે પૂરી પ્રીતથી શિવપૂજનને જાય ૧૨૪
દીપક જોત કરી દો દિશા પંચામૃત પખાલ
નૈવેદ્ય તો નિત્યે નવાં તિલ તાંદુલ તત્કાળ. ૧૨૫
અબીલ ગુલાલ ચંદન અતિ કેસર કુકુંમ કીધ.
અધિક કપૂરે આરતી લા'વો લાખે લીધ. ૧૨૬
મા'રાજ મન માન્યું હિયે આદ્ય નીરંજન ઈશ
જપ તપ સાધન પાઠ પૂર પાગ નમાવ્યું શીશ. ૧૨૭
મંદિર આવ્યો માલણ તણે ભોજન કીધ ભરપૂર
આનંદમાં અહર્નિશ ગઈ શિર ઉગમિયો સૂર. ૧૨૮
મોઢે બોલ્યાં ભાઇ બેન કરી વિનોદની વાત
માલણ ઘેર વાસો રહ્યે થયા દિવસ તે સાત ૧૨૯
રવિવાર આવ્યો સુખે પૂજા કારણ જાય
કરૂં ઉપાય કંઈ અવનવો વિચારે ચંદ્રક રાય ૧૩૦
પત્ર લખ્યો એક પવિત્ર નર વ્યાકરણી અક્ષર વેદ
કનકે અક્ષર કારમા ભાવ ઘણેથી ભેદ ૧૩૧
ગામ નામ લખ્યું ગુણ નિધિ લખ્યું પોતાનું રૂપ
નખશિખ ભૂષણ અંગના અકલ ઘણેથી અનુપ ૧૩૨
પત્ર પોતે જઈ પરઠિયો મા'દેવ ઉપર માન
બીડા બીડયો બુધથકી વારૂ રૂડે વાન ૧૩૩
શિરનામું સુંદરીતણું તેહતણો જે તાત
ચંદ્રા વિણ જે વાંચશે તેને હત્યા સાત ૧૩૪

॥ ચોપાઈ ॥

પત્ર મૂકી તે ત્યાં પરવર્યો પોતાને સ્થાનક જઈ ઠર્યો
એટલે રાજાની દીકરી ગુણવંતી ને ગર્વે ભરી ૧૩૫
પરબ્રહ્મ પૂજન કારણે બુદ્ધિસાગર આવી બારણે
શિવ સમીપ આવી જેટલે કાગળને દીઠો તેટલે ૧૩૬
ઠરાવ અક્ષર વ્યાકરણી ઠામ શિરનામે પોતાને નામ
ઉકેલ્યો તે પત્ર અનુપ દીઠો કો દેવાંશી રૂપ ૧૩૭
તેજ પૂંજ કોટિકધા કામ જાણે બીજો કોઈક કામ
જાણે કો છે રવિ કે ચન્દ્ર જાણે કો ઓપિતો ઇંદ્ર ૧૩૮
મોહ બાણ વાગ્યું માનની હાલી ઘેલી થઈ કામની
પરવશ પ્રાણ તેનો તો પડ્યો ચાતુર નર તે ચિત્તમાં ચઢ્યો ૧૩૯
જેવો ઉષાએ અનિરૂદ્ધ દીઠો એમ માન્યો મનશું મીઠો
હું શિવ પૂજન કરૂં સાક્ષાત એ વર આપજે અંબામાત ૧૪૦

॥ દોહા ॥

મન વિચાર્યું માનની કાગળ ક્યાં આ દિશ
કુણે લખ્યો કુણ લાવિયુ ક્યાંથી શિવને શીશ ૧૪૧
રૂડું રૂપ લક્ષણવંતનું લખનાર તણું એ નામ
લખનાર લક્ષણ આગળો કંદર્પ કેરૂં ધામ ૧૪૨
માનની વિચાર્યું મન વિષે કાગળ ક્યાં આ દિશ
કુણે લખ્યો કુણ લાવિયુ (કોણે) મૂક્યો શિવને શીશ ૧૪૩
ચંદ્ર નામ એનું ચતુર ચંદ્ર સરીખું રૂપ
શ્રીહઠ નગરનો રાજિયો ભાગ્યશાળી એ ભૂપ ૧૪૪
નામ ચંદ્રાવતી માહરૂ મળતા વિશેકે માન
પૂછ્યું કે જો માહરૂં તો તો મેલું તાન ૧૪૫

માહરૂં પુછયું જો કે' નહીં તો તો ન સરે અર્થ
ઈંદ્ર જેવો હોય અધિપતિ ન વરૂ તેને (તો) વ્યર્થ ૧૪૬

રૈયત રાંક કે રાજવી ઊંચ નીચ અપાર
જે પૂછયું કે' માહરૂં તે ; મારો ભરતાર ૧૪૭

કાગળ લીધો કામની આવી ગુણવતી ઘેર
વળતી વાત કશી કરી કહું પરણ્યાની પેરે ૧૪૮

॥ ચોપાઈ ॥

અરસપરસ બાંધી બહુ પ્રીત રાજવિયાની જેવી રીત
ચંદ્રસેને વિચાર્યું મન આજ નથી મુજ પાસે ધન ૧૪૯

નથી સાથે ઘર ઘોડલા નથી હાથી ભાથી જોડલા
ભૂલ્યો ભૂપતિ અન્ન જળપાન થયો હળવો જેમ પીંપળપાન૧૫૦

॥ છપ્પો ॥

ન શોભે રંડા રૂપ, ન શોભે વિપ્ર વણ વિદ્યા
ન શોભે સેન વિણુ ભૂપ ન શોભે નિર્મળ (ની) નિંદા
ન શોભે આપ વખાણુ ન શોભે જાર જન જૂઠો
ન શોભે નીર વિણુ નવાણુ ન શોભે રંક પર રૂઠયો
ન શોભે દેવળ દેવ વિણુ ન શોભે ઘર ઘરણી પખે
સામળ કહે શોભે નહિ તે રિદ્ધ વિના એવા લખે ૧૫૧

॥ ચોપાઈ ॥

મારી પાસે નથી કો જન મારી પાસે નથી ઘરધન
મારી પાસે નથી સાથિયા નથી અશ્વ નથી હાથિયા ૧૫૨

આવ્યો છું જાત્રા કારણે બેઠો છું શિવને બારણે
એ છે રાજાની દીકરી ગુણવતી ને ગર્વે ભરી ૧૫૩

કરું હમણા તો એ કામ    રૂડું કરશે આગળ રામ
માલણને પ્રણામ જ કીધ    કરવા માંડયો પંથ જ સીધ ૧૫૪
વળી કોયેક દિન આવશું    સાસરવાસો શોભિત લાવશું ૧૫૫

॥ દોહો ॥

બેન કહે સુણ બંધવા    કાં કરમાયું મુખ
મારા સમ સાચું કહો    શું દે' પ્રગટયું દુઃખ ૧૫૬
કાંઈ એક ચીંતા ઉપની    કાંઈ એક ધારુ છે કાજ
ત્યો માહારા સમ મૂજને કહો    લેશ ન ધરશો લાજ ૧૫૭
મે ચીત્ત વરત્યુ તુ તાહેરું    તમ્યો કંદ્રપ નરખી કામ્ય
તમ્યો તારથી ચીંતાતૂર થયા    મન ધીર નથી રેહેતૂ ઠામ્ય ૧૫૮
હું પારખુ પર મનતણી    જે નરનારીને નેહ
નાણૂ પરખે જેમ નાણાવટી    તન મન ધનથી ત્યેહ ૧૫૯
જેમ રોગ પરીક્ષા વૈદને    નારી પરીક્ષા નૃત્ય
જારી પરીક્ષા જારને    સકળ કલા ગુણ સત્ય ૧૬૦
મનુષ્ય પરિક્ષા માલણ કરે    ઉતમં મધમ અન્યેર
વીદ્વાન વિદ્યાનો પારખુ    ઝવેરી પરખે ઝવેર ૧૬૧
ધેનુ પરિક્ષક રાયકો    ધોરી પરીક્ષક ગાડીત
વેદ પરિક્ષક વેદીયો    પુરાણ પરીક્ષક પંડિત ૧૬૨
સાબલીયો પરિક્ષક ભેસનો    અશ્વ પરીક્ષક અમીર
પુરણ ગજ પરીક્ષક પાદશા    નાવડીયો પરીક્ષક નીર ૧૬૩
કણ પરીક્ષા કણબી કરે    સીધ્ય સકલનું સીજ્ય
જગત જીવાડણ જસ લીજીયો    રોપણ સઘલાં બીજ ૧૬૪

૧૬૧. ૩. વિ. વીદ્યાવિદ્યાનો.    ૧૬૨. ૧. વિ. ધેનુ પરિક્ષા કરે.
૧૬૨. ૨. વિ. ધોરી પરીક્ષા કરે.    ૧૬૨. ૩. વિ. વેદ પરિક્ષા કરે.

વણજ પરીક્ષા વાંણીયો ગાની પરીક્ષા દોસ
કુલપરીક્ષા શીલ . કરે ગ્રહ પરિક્ષા જોસ ૧૬૫

ન્યાયે પરીક્ષા નૃપ કરે ચોરને પરીક્ષા ચીત
લોભીને પરીખો લંડીયો રાજસ રુડી રીત્ય ૧૬૬

દાતારને પરીક્ષા જાચકે સુરાને પરખે સેંન
ઘરુંણીને પરીખ્યો ઘરધણી પુંશ્ચલી પરખે નેન ૧૬૭

કવીતા પરખે કવેસ્વરને જો નીરગુણ ગાણ ગાય
જુઠાબોલા જસ કેહે તે તો ધંધે ધાય ૧૬૮

મેં મ(ન) તાહા(રૂ) ઓલખ્યું કેહે કાંઇ હેતે કહાણ્ય
તુ સુખસાગર મલપતો તે પડો છે દુખની ખાંણ્ય ૧૬૯

હું પરખુ બાધા વીશ્વને તો તુને ન પરખુ કેમ
સાચુ ન કેહે સલખણા તો તુને માહારા સંમ ૧૭૦

રામ દુહાઈ શીવ આગ્રા વચમાં ઉમયા ઈશ
બ્રંહ્મહત્યાદિક પાપ છે સાચુ નવ્ય કેહે આ દિસ ૧૭૧

હશો હાથ જોડી કહૂં નીચાં ઢાલી નેણ
નીચ વાત કેમ કહૂ તુને તુ તો મહારી બેહેન ૧૭૨

નીચ જાત્ય નારી તમ્યો નીચ બુધીમા નેટ
લક્ષણ જોતાં વીસ વસા વાત રહે નહી પેટ ૧૭૩

દેસ પારકો પુર પારકૂં પારકૂં રાજ શીધ્ય રીત્ય
પારકી જાત્યની પ્રેમદા પરાંણે કાંથી પ્રીત્ય ૧૭૪

ધુરત સઘલી નારીયો તેમાં માલણ ત્યે મૂખ્ય ૧૭૫

૧૬૭. ૪. વિ. જે માનની મોટમ મેર. ૧૬૯. ૨. ઉ. હેતે હાણ્ય.

॥ છપ્પો ॥

કેંક કામ્યનીએ મારા કંથ કેંક પરણ્યા પરહરીયા
કેંકે ઉચ અમીર તજી કીંકર વર કર્યા
કેંકે મેહેલ્યા મહીપત્ય માનની મનગમત્યે માહાલી
કંઈક કુટુંબ પરિવાર કંઈક મનગમતે ચાલી.
કેંકે સાસુનણદ સંઘારીયાં કેંકે માબાપને મરદન કરાં
એ જુવતી જાત્ય સૌ જક્ષણી જોર જોરાલાનાં હરાં ૧૭૬

ઉચતણી અરધંગ નીચમાં નીચ નિહાળે
ડસ રાખે દીલમાંહાયે વેર કોઈક દીન વાળે
પાપથી નવ્ય પસ્તાય બાપના પરીયા બોલ્યે
પોત્યે હાયે પાસેર તરુણી બાધા પરવત તોલ્યે
વળી હઠ કરતાં હઠે નહી કંથ પુત્ર માબાપની
કામ્યની કલંક ભરી ખરી સાંમલ રૂપે સહજ્ર છાપની. ૧૭૭

જનુની એ જન્મકાલ જોવંનમાં એ જુવતી જાણુ
ભાર્જા ભોગ ભરપુર પેટ પુત્રી પરમાણ,
બોહો સગપણુમાં બેહેન્ય માયારુપે એ માહાલ્યે
અગમ રુપ આકાશ શાંતિ રુપે ચીત્ત ચાલે
આદ્ય અંત સૃષ્ટિ સ્થીતી એ આગલ શુ ડાહા થવું
કાલરુપે એ કાલકા એમાંથી આવ્યા એમાં જવું. ૧૭૮

---

૧૭૬. ૪. વિ. માં નથી. ૧૭૬. ૫. ઉ. સંહારિયાં ૧૭૬. ૬. ઉ. જોરાળા જમશા હણ્યા. ૧૭૭. ૧. વિ. નીચ નીચાને નાહાલ્યા. ૧૭૭. ૨. વિ. વેર તે (ફાટેલું) કદી ન વાલ્યા. ૧૭૭. ૩. વિ. પાપથી નવ્ય બી (ફાટેલું)ક ૧૭૭. ૫. વિ. હઠ કરે તો હઠે નહી. ૧૭૭. ૬. ઉ. સામળ સહસધા છાપની

॥ દોહો ॥

ચંદ્રસેન કે ચતુર તમ્યે મોહોટા છો માત
જ્યાત્યે એક અવગુણડા જો વપુમાં નવ્ય રેહે વાત. ૧૭૯

મનુષ મારતાં નવ્ય બિહો નવ્ય ગણો હત્યા કે હાંણ્ય
લોભ તજ્યો નહી લક્ષધા ન ગણો નર્કની ખાણ ૧૮૦

તમ થકી પેદા થયુ જસ અવજશ કે જગત્ય
ઉચ નીચ રાયો રંક એ દાતા સૂર કે ભક્ત ૧૮૧

વેગલા રહીયે વનીતા થકી પાગે લાગીએ પ્રીત્ય
નિંદિયે તો નવ જીવીયે એ રામાં સહૂની રીત્ય ૧૮૨

॥ ચોપાઈ ॥

વનિતા કેહે રે સાંભલ વીર ધારણ હૈયે રાખો ધીર
વાત કહો મનડાનિ મામ સોપો વચમા રુડો રામ. ૧૮૩

તંત્રની વારતા કોની તમો ફૂલ દીપક કરશૂ અહો
મોહો—બોલી બેહેન સાંભલ માહારી કહું વાત જુ(ગ)તે જાહારી ૧૮૪

તહમ્યો રાખ્યાં અક્ષને બારણે બેઠા ગોખ જોવા કારણે
રામા રત્ન રસિકું જોઈ ધર્મ ધ્યાન નાખ્યુ સહુ ધોઈ ૧૮૫

જેમ કુપની છાયા કુપમાં સમાય રૂડું ભુડું કયમ કે'વાય
માટે કાંમ રુડાં કીજીયે અમને તો જાવા દિજીએ ૧૮૬

॥ દોહો ॥

માલણ કેહે સૂણો મહીપતી કહૂ વન્યેકે વાત
આટલા દિવસ: તમ્યો રહ્યા તેમ રહો વત્તા દીવસ સાત ૧૮૭

---

૧૭૯. ૨. હ. તેથી માત. ૧૮૦. ૪. વિ. પાણુ છોર ન નકર ખાણુ. ૧૮૨ ૩. વિ. નંદીયે તા ૧૮૪. ૨. વિ. ફૂલ ઝરો. ૧૮૫. ૨. વિ. ગોખ, પછી પંક્તિ અધૂરી છે. ૧૮૫. ૩. ૪. વિ. મા નથી. ૧૮૬. ૧. ૨. વિ. મા નથી.

પાર લેઉ એ પ્રેમદા સોધુ સઘલા સંચ
વલતો જે કરવો ઘટે તે કરુ પરપંચ ૧૮૮
ઉભો વાયુ વાયે નહી લોપશે નહી કોય લાજ
તે વાતે સુર્ય સાખીયો કરો શૂભ રુડાં કાજ ૧૮૯
રાખ્યો બંધવ રીઝમાં ગુણવંતી માલ(ણ) ઘેર
મલવાનુ કારણ મન ધરું તે પ્રેમદાકેરી પેર ૧૯૦
ગૂંથી ચોલી ફુલની ગુંથ્યા ચરણા, ચીર
ગુંથી ઓઢણ ઓઢણી ધારણ રાખી ધીર ૧૯૧
ગુંથી ચાદર ચોગમા ગુંથી પલંગા પાટ
ગુંથો હાર હેતે નવસેહેરો ઠરાવ કરી તે ઠાઠ ૧૯૨
ગુંથાં ક(લ)લાં કોય કારમાં ભરી છાબ છત્ય છાપ
ભેટ લેઈ ગઈ ભાંમ્યની ચંદ્રવતી ચંદ્રા આપ. ૧૯૩
ગોખે બેઠી ગરવ ભરી ગુણવંતિ ગુણનીધ્ય
મુસ્તગ નામ્યુ માલણે આગત સ્વાગત બોહો કીધ્ય. ૧૯૪
ભલે આવી તુ ભામ્યની ભલે લ્યાવી તુ ભેટ
એ પુજા મોકલુ પાથરી જંહાં શિવશક્તી ઠેઠ. ૧૯૫
જ્યેહેન્યે ઘેર સ્વામી સેજપર નારી સાથે હોય
તે ફુલ પલંગે પાથરે લહે લાખીણો લાહાઓ ૧૯૬
અહ્રારે સુવું એકલાં એસા વૈભવ અપાર
એ ત્યો રે સર્વે શોભશે જારે ભેટીશૂં ભરથાર ૧૯૭
આપશે વર જ્યારે અંબીકા ત્યારે વ(ર)શું વેહ
પુછૂં કેહેશે ત્યે માહેરું ભાજસે માહારો ભેદ ૧૯૮

૧૯૦. ૧. વિ. બંધક ૧૯૨. ૪. વિ. હાર ૧૯૩. ૪. વિ. ચંદ્ર ચંદ્રાવતી આપ. ૧૯૬. ૨. વિ. જ્યે ઘેર નારીને હોય.

પુછ્‍ કહ્યા વીના નવ વરુ અધીકી પ્રતિજ્ઞા આપ
બીજા પુરુષ્ય જે પ્રાક્રમી તે તો ભાઈ ને બાપ ૧૯૯

કુંણુ જાણે કેહેવો હશેઃ ઉચનીચ કે અંમીર
જ્યે પુછૂ કેહે તે ધણી સોપુ ત્યાહા શરીર. ૨૦૦

નેતર કુઆરિ રહૂં આવરદા સુધી આપ
બંધાણી છું બોલથી તો શૂં કરે મા ને બાપ. ૨૦૧

મહાદેવજીને મન ગમે જેહવો તેહવો તે દિસ
ઇશ્વર કરી તે થાપશું જે આપે ઉમયા ઈશ ૨૦૨

કાલ્યે એક કૌતક થયુ શીવ મસ્તગ પર પત્ર
વાંચી વાણી વિમળ મેં જાણે કર શિરછત્ર ૨૦૩

જો ઉત્તર તે નવ કરે તો તેનું શું કામ
એમ વદી છાની રહી, મનથી મૂકી મામ ૨૦૪

માલણ કે' મહિમા ઘણો મોટા જે મા'દેવ
સ્વામી સમર્પ્યો શિવજીએ સાધો તેની સેવ ૨૦૫

પુછ્યું કે'શે તાહરૂં મુજ મન આવે એમ
શિવ આપ્યો ઉથાપતાં ખાતે ખોશો ક્ષેમ ૨૦૬

॥ ચોપાઈ ॥

માટે એહની ખોલ જ કરો એ વરને તમ્યો નીશ્ચે વરો
એહેથી મન માંનુ માહેરું એ પૂછૂં કેહેશે તાહેરું ૨૦૭

હુકમ માહાદેવનો નૈવ ફરે એહે તો તારો પ્રતિઉત્તર કરે
શિવજી સરખો નહિ કો દેવ સ્યામા ટાળો મન અહમેવ ૨૦

૨૦૩. ૩ થી ૨૦૬. ૪. સુધીનો ભાગ વિ. માં નથી. ૨૦૮. ૨. વિ. સારો. ૨૦૮. ૩. ૪. વિ. માં નથી.

॥ છપ્પા ॥

પુજે જે માહાદેવ તે ઇંદ્રાસન પાંમે
પુજે જે માહાદેવ વેદના તો સઘલિ વાંમે
પુજે જે માહાદેવ ભુરી ભરપુરે ભક્તી
પુજે જે માહાદેવ તેહને મહાસુખ મુક્તી
જનમ મરણ તેહને નહી કોટીવાર શું કહું કથી
કવિ સામલ કહે કો શીવ સમો દાતાર દેવ બીજો નથી. ૨૦૯

બ્રહ્મા પુજે ઈશ જેહ સ્રષ્ટીનો કરતા
શેષ નાગે પુજા ઈશ ભાર અવનીનો ધરતા
વિષ્ણુ પુજા ઈશ જેહનેથી પાલણુ પોષણુ
રૂદ્રે પુજા ઈશ સંહાર કાંમને નીરદોષણુ
વળી શક્તીએ શીવ પુજીયા શુભકર સાધી સેવને
સાંમલ કેહે સગતીવસ તે માહા માયા માહાદેવને ૨૧૦

કોટિક પડે જવ ઇંદ્ર પલક એક ભારે બ્રંહ્મા
કોટિક પડે જવ બ્રંહ્મ સ્વરૂપ ત્રણ્ય ગુણ સુભ સર્મા
કોટી પડે સ્વરૂપ ત્રણ્ય નીમેષ વીષ્ણુનો થાયે
કોટિક વીષ્ણુ પલત્ય નીમેષ શીવનો કેહેવાયે
કોટી નીમેષ એહવાં જ ત્યે રોમ એક શીવનો ખસે
કવિ સાંમલ કહે તે દેખતાં આદ્ય સક્ત ત્યારે હસે ૨૧૧

શીવ તે અપરમપાર શીવ જાંણીતો જોગી
શીવ સ્રષ્ટીઆધાર શીવ બ્રહ્મવીદ્યા ભોગી
શીવને રટે ગુણ ત્રણ્ય શીવને સોધે મુક્તિ
શીવને વંદે વિષ્ણુ પામ્યા લક્ષ્મી હર જુક્તિ

---

૨૧૦. ૫. વિ. શુભ પ્રકારે સાંમને ૨૧૧. ૬. વિ. તે તો હમે
૨૧૨. ૪. વિ. વરમુક્તિ.

માયા બધાણા માનવી અલ્પબુદ્ધિ શિવને સૂ લહે
સાંમલ વેદ ભેદ જાણ્યો નહી જેહેને નીગમ નેતિ કહે ૨૧૨

॥ દોહો ॥

માંનુ સાચુ માનની તેહનુ વચન જ સત્ય
મલવા તેને મન કર્યું ભાસ્યું બીજુ અસત્ય ૨૧૩
સપુત્ર શ્રીપત્યરાયેનો ચદ્રસેન્ય ચતુર સુજાણ
શ્રીહઠ નગરનો નરપતિ માલવ મુખ રેહાણુ ૨૧૪
એહુને હુ તો કેમ મલ્યુ કયમ પૂછૂં એહૂને કામ
શત જોજંનનો આંતરો ઘણુ વેગલુ ગાંમ ૨૧૫
ઉચાટ અતરમા અતિ ઘણો એ કેંમ સુઝે પેર
કેમ તેડુ હું તેહને કેમ જાઉ ત્યેહને ઘેર ૨૧૬
માલણુ કેહે સુણુ બેનડી તું શીદ ધરે છે ઉચાટ
ગોર માહારો એક ગુણનિધી ભ્યેદ પરકું તે વાટ ૨૧૭
પ્રતીઉત્તર એક માસમાં મગાવી આપુ પત્ર
લખો લેખ લખણવતી પોચાડુ હૂ તત્ર ૨૧૮
સાખી સમસ્યા સોરઠો અવલા સવલા આક
સમઝે નહી કો સાહાસ્ત્રમાં કાં રાજા કાં રાંક ૨૧૯
પેર પેરની પારશી બાબત બાબતના બોલ
નાયો નૃપ સભાતણા તરુણી તોલે તોલ ૨૨૦
અટપટી લખી આટીયો કવીત અધુરા અર્થ
જે પુરુષ પુરા કરે તે શોભે સ્વામી સમર્થ ૨૨૧

૨૧૩ ૭ વિ. તર્ત, સત્યને બદલે ૨૧૩. ૩ ૪ વિ માં નથી
૨૧૪. ૪ વિ. પેહાણુ ૨૧૫ ૧ ઙ. એને મામ ૨૧૭ ૪ વિ.
પડવુ ૨૨૦ ૨ ઙ બાવન બોલ ૨૨૧ ૨ વિ. અર્ધ ૨૨૧
૪ વિ. સદ

કાં ઉચ કાં નીચ જંન    કાં દાતા કાં સુર
કાં રંક કાં રાયો રીધ    કાં પામર કાં પુર ૨૨૨

॥ છપ્પો ॥

એક વચનને કાજ્ય    રાંક રાવણ થૈ બેઠો
એક વચનને કાજ    બલ પાતાલે પેઠો

એક વચનને કાજ    હરીચન્દ્રે વેચિ નારી
પોતે નીચને ઘેર    વેઠ્યૂ દૂખ બહુ ભારી

વળી એક વચનને કારણે    ભઉ પાંચે વનમાં ભમ્યાં
વચન વીકોદર કારણે    સો કૈચક સાથે સંમા. ૨૨૩

॥ ચોપાઈ ॥

વચન ગયે તો છવ જશે    લખ્યુ વિધાતાનુ તેમ થશે
પૂછી જોઈયે તેહનો પાર    વલતી વાત કરૂ નિરધાર ૨૨૪

ભારે વચન સમસ્યાં ભણુ    લખણ લેખ ઠરાવી લખુ
જો એ ઉત્તર આપેથ્ય    તેહની નારી હું સાધ્ય ૨૨૫

રાંક હોય પ્રતીઉત્તર પાસ    કોટિ પ્રકારે તેની હું દાસ
રાજા દેશપતિ ન કેહેવાય    તો કુંવારા રહીશું કાય ૨૨૬

સંભારો ઉમયાપતી ઈશ    આદ્યશક્તિ નમાવ્યું શીશ.
લખો લેખડા    ડાપણથી દશ. ૨૨૭

---

૨૨૩. ૬. હ. પૂર્વાર્ધ. કહે સામળ વચન જ કારણે. ૨૨૫. ૩. હ. કહ્ય ૨૨૫. ૪. હ. સર્વદા ૨૨૬. ૨. વિ. દશ પ્રકારે તેહની હું નાર ૨૨૬. ૪. વિ. માં નથી. ૨૨૭. ૩. ૪, હ. માં નથી. વિ. માં ઉપર મુજબ છે.

॥ છપ્પા ॥

મુગતાફલ જેહેવો વરણુ    અધિક અવનિ પર પડયો
કોણ જાણે કોહોને માલમ    તે કંથ માહારાને જડિઓ
સોંપ્યો ત્યે માહારે હાથ્ય    મે તો ભાજનમાં ભેલિયો
હરી ગયો કેયેક ચોર    કે કો નર નારિ ગલિયો
કોટિ ઉપાયે કોટી રત્નથી લખ માણુસ સાટે લીજીએ
સામલ કેહે સોધો નવ મલે તો તાં શો ઉત્તર દીજીયે
॥ કરો ॥ ૨૨૮

ચૌદ ચરણા (પર)તક્ષ    આપ ચાલે છે આઠે
બાર હાથ બલવંત    પાચ મુસ્તગથીર ઠાઠે
ભૂશેણા વસ્ત્ર ઓપંત્ય    રાજ દરબાર રહે છે
નારી જાત્યે નવરંગ    વપુપર ભાર વહે છે
પુણ્ય વીના નવ પામીયે દશ પંનર હજારેક નાંમ છે
સામલ કેહે સોધિ જુઓ રે સહુને રુદે તો રામ છે
॥ પાલખા ॥ ૨૨૯

દીઠૂ છે અચરત એક    સામલુ છે સહુ કણે
જાવા દીઠા જસવંત    તોલ થકી જંણુ ત્રંણે
ખટ પગ ને ખટ હાથ    લોચંન બે દેવત દેખે
ચરણે બે ચાલંત    લલિત લક્ષણથી લેખે
કાંનને નાંમે નાંમ છે સતવાદી શો(ભિ)ત સદા
સાંમલ કેહે સોધી જુઓ કૂડ બોલ નવ્ય કેહૂં કદા
॥ શરવણુ ॥ ૨૩૦

૨૨૮. ૨. હુ. કો જાણે કોનો માલ. ૨૨૮. ૩. હુ. ભલા ભોજનમાં ભળિયો. ૨૨૮. ૫. હુ. કોટિ યત્નથી. ૨૨૯. ૧. વિ. ચૌદ ચરણાતક્ષ ૨૨૯. ૨. વિ. પુસ્તગ થાર. ૨૨૯. ૩. હુ. વસ્ત્રાભૂષણ ઓપંત ૨૨૯. ૫. હુ. સહસે ૨૩૦. ૪. વિ. લહાં લંખણુથી લખે.

વૃક્ષ નહિ નહિ વેલ નહી પાન ને નહી ફુલે
નહી બીજ વાવેત્ર કેહે કણ અતી અમૂલ્યે

ગુણજસ અપરમપાર દેશ બાધામાં દીઠો
ભોજનમાં તે ભળે મનુષ્યને લાગે મીઠો

સુધો ગુણ તે મોતિ થકો સુધામાંહે સુધા સદા
સામલ ભટ કેહે સોધી જુઓ તે કોણે નવ્ય તજીયો કદા
॥ લવણ ॥ ૨૩૧

એક બાલકને બે મુખ એક ઉપર એક હેઠુ
ઉપર પાતલુ છેક કેડથી પોહોલ્યુ પીઠૂ

તલે મુખ તેહમાં જીભ તેહે બોલાવ્યુ બોલે
તે હલાવ્યો હાલંત તેહે ડોલાવ્યો ડોલે

ઈશ્વર પાસે રેહે અધિક ગુણવંતા જનને ગુણ ગંમે
સાંમલ કેહે તે ઉચરે તારે જગત લોક તેહને નમે
॥ ઘંટડી ॥ ૨૩૨

દીઠી નાર એક નીચ કહૂં ચરીત્ર જેહનાં
અંગે ઉજ(વળ) આપ્ય માબાપ કાલાં છે તેહનાં

નહી હાથ નહી પાગ કુલક્ષણ તેની કાયા
મુંખ નાશીકા છે નેણાં નહી મમતા નહી માયા

નહી પશૂ નહી માંનવી નહી જીવ્યા જેની માહે જદા
સામલ કહે સબુધિ સલક્ષણો તે સોધી જોશે સદા
॥ સર્પની કાંચલી ॥ ૨૩૩

---

૨૩૧. ૧. ત્રિ. નહી વર્યા નહા વેલે, ૨. પત્રે ૨૩૧. ૨. વવ્યેત્ર
૨૩૨. ૫. હ. ગુણવંતા જનને ગમે. ૨૩૩. ૫. હ. જીહ્વા જેની જદા.

રથ એક સમરથ અંતરીખ અવનીથી ચાલે
બ્રંહ્મા નાંમે નાંમ મંદીર તેનામાં માહાલે
અપરમપાર અપાર પ્રજા પેદા બહુ થાયે
તે વેઠે અગ્નિની આંચ માર ઘણેરો ખાયે
અમૂલ્ય કામે આવ્યો અર્થ મૂલ્ય થોડામાહે મલે
સામલ કેહે સોધી જુઓ કવિ રૂડા તે તો કળે
॥ ચાક ॥ ૨૩૪

નીચ ઘેર એક નાર દેશ બાધામાં દાખે
મુખમાં મોટી જીભ રીઝથી બારે રાખે
નહી હાથ નહી પાગ શીશ વિનુ મુખ બોલે
ફરે છત્ર તે શીસ જંમે કણ અધિક અતોલે
ઘરધણી તો ગીતા ગાય છે પવીત્ર ન(ર) પૂંઠે ફરે
સામલ કહે જુઠ તેહની જુયો મોટા જન મુસ્તગ ધરે
॥ ઘાંણી ॥ ૨૩૫

ચાતુર નર તું ચેત એક અચરત મેં દીઠું
સુંદર રૂપ સ્વરુપ અધિક અમૃતપે મીઠું
કાયા ઉપરે હાડ હાડ પર વાલ ભણીજે
વાલ (ઉપ)ર રૂધિર ને સગુણ તેના જ ગણીજે
ખરી તે ઉપર તો ખાલ છે ખાલ ઉપર વાળ જ નથી
વળી મુખમાંથી અમૃત ઝરે સામલ કહે કહો કથી
॥ આંખ્યુ ॥ ૨૩૬

૨૩૪. ૧. હુ. અધર અવનિથી ચાલે. ૨૩૪. ૫. હુ. મૂલ્ય અલ્પ માટે મળે. ૨૩૪. ૬. વિ. કવ્ય રુડોઅ કલે. ૨૩૫. ૫. વિ. ઘેર એ ધાણી ગીત ગાય છે. ૨૩૬. ૪. વિ. ઉત્તરાર્ધ નથી. ૨૩૬. ૫. વિ. માંસ ખાલ ઉપરે વાલ તો નથી. ૨૩૬. ૬. વિ. મુસ્તગ પાખી મુખ અમ્રીત ઝરે

પ્રેમદા એક પ્રચંડ અધર અવનિથી રાચે
ઉપર ઉભા બેચાર જેમ નચવે તેમ નાચે
જેમ હોયે જેઠીમલ જોર જોર ઝાઝેથી ઝુઝે
બોલે બોલ બલવંત ધરા બાધી તાંહાં ધ્રુજે
પાંણી તેહ પીહે નહી અંન્ન અલેખે ખાય છે
ચરણ નહી તેને ચાંચ છે સાંમલ જૂઠ તેહેની સૌહૂં ચાહાય છે
॥ જે વડે પુઆં ખંડાય છે ॥ ૨૩૭

ભર્યું નારીમાં નીર પુરૂષ એક પીવા સાંધો
બે નારીએ બલવંત અવળાસવળી બાંધ્યો
અવનિથી અંતરિક્ષ નાર નચાવે ત્યમ નાચે
રુડે ફૂલ વારુ વંશ રીધી રુડેથી રાચે
પરભાતી રાગ રૂડે સ્વરે ગુણ રુડો એ ગાય છે
સાંમલ કેહે શ્રીમંત ઘેર નર નારી જરૂરી જાય છે
॥ વાંસવલોણુગોલી ॥ ૨૩૮

વર્તુલ સરખો આકાર છત્ર જેહેવી છત્ય છાજ્યે
શત્રુ શરીખાં સાલ ભામ્યની દેખી ભાજ્યે
આભૂષણ વસ્ત્ર ઓપ્પત ફૂલ ભરાં ભલી ભાતે
મુંધી છે અધિક અમૂલ જસ જોરાવર જાત્યે
સૂરા માંહિ સૂરી ઘણૂ સહુથી આગલ્ય સંચરે
અરીગંજણ ને દેહે રંખંણ એ અર્થ તો કવી સામલ કરે
॥ ઢાલ ॥ ૨૩૯

---

૨૩૭. ૧. વિ. પુરુષ્ય એક પ્રચંડ અંતરીપ અવનીથી રાચે. ૨૩૭. ૬. ઉ. એંહુ ૨૩૮. ૧. વિ. સંધો. ૨૩૮. ૨. ૩. વિ. એ નારીએ બલર્વાત નારો નચાવ્યે તમ નાચે. ૨૩૮. ૫. પ્રભાતી રાગ પુરાણુ ખરે ૨૩૯. ૨. વિ. દેખી

નૌઉત્તંમ નરખી એક નાર હાથ પાગ ને શીસ નહી સંગે
પેટ ઉપરે પુરુષ્યને રંમાડે રાજસ રંગે
કોડામંણો કાંમની કંથરો કોડ કરાવે કંન્યા
જુવે સૌ કો જગત કોયે કેહે નહિ અંન્ના
પ્રમદા બીજી એક પાસે છે તે રમાડે ત્યમ રમે
સાંમલ કેહે કંથ કામ્યની કવણ જગત્ય જુઠ તેહેની જમે
॥ નીશા ॥ ૨૪૦

મંદિર એકમાં ગળી બેઠાં નરનારી નેહે
લપાઈ ગયાં લટપટ થયાં બે જંણુ એકદેહે
જે કોયે જુયે છે દ્રષ્ટ તેહે દેખે એક નારી
મુખ જદુ લોહોકાઠ સૂ કરે બાલા બિચારી
આહાર અભાવ થાયે નહિ એનું એઠું સૌ ખાય છે.
સાંમલ કેહે રાગ સોહામણો તે બોલતાં થાય છે.
॥ ઘંટી ॥ ૨૪૧

જીભ એક મુખ દોય નેત્ર તો ત્રણ્ય ભણીજે
ખટ ચરણ દોયે હાથ ગુણ તેહના ગણીજે
વસે સૃગ પાતાલ જેહ દ્વય એક ઠામ લહીજે
એક ઉચ એક નિચ કત્ય તેહેના કહીજે
એક તો જાંણે જલતરણ એક ભાર(તી)થી અધીકૂ ભણે
છે દ્વિજ છતાં ક્ષત્રી સમો ગુણ સામળ કવિતા ગણે
॥ શુક્રાચાર્ય–દેડકાંનું વાહન છે ॥ ૨૪૨

---

૨૪૦. ૬. વિ. કથ કવણુ કામ્યની કવણુ ૨૪૧. ૧. વિ. મંદિર એકમાં માન્ય ૨૪૧. ૫. વિ. ખવરાવ્યે તેટલુ લખાયે નીરમાં ચાંચ ન ઘાલે ૨૪૧. ૬. વિ. સરીરમાંહે શાક્ષ ચચક્ષવ્યે તંમ ચાલે ૨૪૧. ૭. વિ. તેહમખે જે ભાંમ્યની તેહનૂ હગુ સૌહૂ ખાયે છે. ૨૪૧. ૮. વિ. ઉ. વાળી ૬ ઠ્ઠી પંક્તિ છે. ૨૪૨. ૩. વિ. રેહ ત્રેણ્ય એક ઠાંમ્યે રહીજે.

મુસ્તક પાખી મુખ દીઠો એક તેનો ડંમર
સૂંઢાલો સમરથ હસ્તિ નહિ કાળો ભમ્મર

એક પાસે પોહુ પુછ લાંબી એક પા ચોટી
મેહે સંમોવડ માન્ય મૂલ મુરજાદા મોટી

અન્ન આહાર ઓપે નહિ પેટ રખંણ પાણી પીએ
સાંમલ કેહે વરત ઘણાં કરે કોહો ત્યે અર્થ કારણ કહીયે
॥ કોસ સૂંઢીયો ॥ ૨૪૩

ચાતુરે ચેત મુખ ચાર નહિ બ્રંહ્મા બ્રંહ્માણી
વર્ષભારુંઢ વહંત નહિ રુદ્ર રુદ્રાણી

જલ જેહેવો જસવંત નાંહી નવાંણ નવાણી
શેવક સાથ્ય શોભંતા નહી રહીયત કે રાંણી

અકલવંત અંતર ધરો સૂ વારંમવાર વખાણીયે
સમસ્યા કથ્ય સામલતણી જંણે જસવંતો જાંણીયે
॥ પખાલ બલદની ॥ ૨૪૪

રુડો રતન અમૂલ્ય ફૂલ ફલ સફલે' ફલીયો
કરે કથીરનુ કનક તેહેથી બોહો ગુણ બલીયો

સાગ સીસમ વૃખવેલ ભાર અઢારે ભારી
અમૃત ફલ સેહેકાર ત્યેથી સૂભ સોભા સારી

લાજ રાંખંણ સૌહૂ લોકની કરે આસ સૌહૂ દેવ ને દાનવી
કેહે સાંમલ સોધી જુયો તે માહા સુખ દેયંણ માંનવી
॥ વ્યૂણા (? વણુ) કપાસ ॥ ૨૪૫

---

૨૪૩. ૨. વિ. હસ્તિ કોયેક કાલો ભમર ૨૪૫. ૩. વિ. સાગસાદડ વપવેલ. ૨૪૫. ૫ ઙ. સહાય દેવ ને દાનવી

ઉપે મુસ્તગ એક નાર દેવદેવાંશી દીઠી
તે વદે વેદે પુરાંણ અધીક અમૃતપ્યે મીઠી
સપુન શુભ સંતાન તોલ કરાંતાં ત્રણ્યે
વીશ્વમાહે વખાંણુ વેદ સરીખાં વર્ણ્યે
સતસ્તે સહસે દુ:ખ પોતે સહે કરે પ્રમાર્થ કોડ કથી
સામલ કેહે સંસારમાં યે નાર અગો કો નર નથી

॥ સેલડી ॥ ૨૪૬

પખાલો પ્રતાપ નહિ પણીમાં પુરો
*ધાંમધુમાડે ધાયે નહી સામદ કે સૂરો
ગાજતો ગંભીર મેહુમા કોય ન માણે
છેયે પાતલીયો છેહેલ જુયે તે સીંહ ન જાણે
લાડકવાયો રેહે લડઘેર દુખદાઈક જમ કીકર જશો
સાંમલ કેહે સોધી જુઓ કોહો અર્થ એ ત્યે કશો

॥ તીર ॥ ૨૪૭

સૂકે લાકડ ફલ લાખ શોભા એક તેહે નીયારી
ત્રણુ અક્ષરમા તોલ નામ કહેતામાંહે નારી
લાબી પાતળી લાઠ કલક કાયામા કૂડી
ચચલ લોયેણુ ચાર ભોજન કેહે છે બૂડી
તેના ફલમાહે ઝેર છે ચચલ લોકસૂ ચહાયે છે
સામલ કેહે તે ફલ આરોગતા જરુર જમલોકે જાય છે

॥ બરછી ॥ ૨૪૮

---

૨૪૬ ૫ હ. શત સહસ્ત્ર દુખ પોતે સહે ૨૪૭ ૨ હ. ધધ મચ્ચે ત્યાં ધાય ૨૪૭ ૪ હ. જુએ તે તો જન જાણે ૨૪૭ ૫ હ. લાડકડો તે રિપુ લોકને ૨૪૮ ૨ વિ. ક્ષણ્ય અરર ૨૪૮ ૩ વિ. માં નથી ૨૪૮ ૪ હ. જુવાનીનુ છે જોર

લાંબંડ પૂછ લખાયે નહીં વાંદર હૂંકડિયો
રાતી માજર સૂક્ષ સીસ તેહે નહીં માંકડ કૂકડીયો
અતીશે ઝેરી અંગ નહીં વીછી નહીં સાપે
વૃષ્ટિ સમે વાધંત તરુણથી થાયે તાપે
વગડે વસે વસતિ વસે તોલ કાંયે તેહમાં નથી
સાંમલજી કેહે જે સંમજસે કહું ડાહો ત્યેહને કથી
॥ કાચંડા ॥ ૨૪૯

એક નાર અનુપ સુરસ શોભંતી સેહી
બે અખેરમાં નામ સુઢ રદયામાં મેહી
ઉદર વીચે એક સીંગ એક અંખે દલ દેખે
પવીત્ર સંગે પોસાયે ડાહી દુનીઆં પૂર પેખે
તે સુખથી જલ પ્રાશન કરે સીંગસહિત આંખે ઝરે
સાંમલ કેહે શોભે તેહાં જાંહાં વર ને કંન્યા વરે
॥ ઝારી ॥ ૨૫૦

છેલ કૂદંતા છેક એક કેહે તે તો ઘોરી
નથી સીંગ તે સીસ ત્યાહારે તે તો તોરી
નથી પીઠ પલ્લાંણુ તારે તે તો મીંડાક માંણે
નથી રેહેતો ત્યે નીર તારે તે તો સસલો જાંણે
સસલાને પગ ચાર છે એ પાગવીહાણો પરવરે
સાંમલ કેહે અર્થ તો સેહેલ છે તે રુડાં જન રુદયા ધરે
॥ ચાંચડ ॥ ૨૫૧

૨૪૯. ૧. વિ. નહિ વાદગ પે ફકડીયો. ૨૪૯. ૨. ઉ. નહીં માંકડ કૂકડિયો ૨૪૯. ૪. વિ. વર્ષા વેલા ધર્ણાં તરુણથી થાયે તાપે ૨૫૦. ૧. વિ. શોભા શોભંતી સેહેલી ૨૫૦. ૫. વિ. મુખથકી પાન કરે ૨૫૧. ૩. ઉ. ત્યારે તો મેડક માણે ૨૫૧. ૪. ઉ. જરૂર કોઈ સસલો જાણે.

પુજ્ય પાત્ર પવીત્ર ફૂલ તેહેનામાંહે કંન્યા
કીધો પિતાનો કાળ એહ પણ મોટો અન્યા
વરી વડાઉઆ સાથ્ય જાતે રુડો અતી જાંણી
તેહેને કાંયે ચહૂં નહી કલંક વડે લોકે વીખાણી
કવણ નારી પીતા કવણ કવણ વડાઉએ ત્યે વરી
કવણ કુલ તે પેદા થઈ સાંમલ કેહે તે સોભીત સૂંદરી
॥ છાસ ॥ ૨૫૨

નહી નર ને નહી નાર નપુસક જેહવું નામે
અંમૃત જેહેવા કટકાયે કરી રહે તે ઠાંમ્યે
નીરમલ નીર જરંત અનંત ગુણ અપરંપારી
દેવતાને દુર્લભ તેહ સકલ ગુણ સોભા સારી
તત્વ તેહે ત્રૈલોકયમાં ભાગ્યશાલિ નર ભોગવે
સામલ કહે તેથી નીપજે જે જર ગાંઠે જોગવ્યે
॥ કોલુ શેરડી પીલ્યાનો ॥ ૨૫૩

જલવડે જીવંત નહી મેંડક નહી મચ્છી
ચોદસ પે ચાલંત નહી પસૂ નહી પક્ષી
અંતરીક્ષ ઉડંત નહી પવન નહી પાણી
લક્ષ્મી લીલાલેહેર નહી રાજા નહી રાણી
તરણ તારણ તત્વ છે બૂડતાં બે ઝાલે બહૂ
તે પાર ઉતારશે પલકમાં સામલ કેહે સમઝયો સહૂ
॥ વાંણ નદીનું ॥ ૨૫૪

૨૫૨. ૨. વિ. પ્રાજે કરો પીતાયે એ પણ મોટો અન્નાયે. ૨૫૩. ૨. હુ. અમૃત તુલ્ય આહાર, કરતા ન ઠરે ઠામે ૨૫૩. ૪. હુ. દુર્લભ જાણે દેવ ૨૫૪. ૫. હુ. તત્વ તોલ તારણ તરણ બૂડતાંને રાખે બહુ ૨૫૪. ૬. વિ. પાર તારશે.

અવતરાં બે એક જાગ્ય　　એક નપુંસક એક નારી
બે જણુને સંતાન　　અલેખે અપરંપારી
નપુસકનો પરવાર　　અર્થ કશામાંહે નાવ્યે
મૂલ સુધે વેચાયે　　ભૂંપ સઘલા મન ભાવે
બાલ્યક જયેહે બીજી બેહેન્યના　અર્થ ઘણો તેથી સરે
સાંમલ કેહે સૂધાં સહૂ　કોડી કોડી કરતાં ફરે
॥ પ્રથવીની માટી–બીજું સોનૂ રુપું ॥　૨૫૫

તેયે પણ માટી તે તે સુધા
વાસણુ માટીનાં તેહે સુંધાં

સાંમા એક સામલડી　　સ્વરૂપે પણુ સોહંતી
ભ્રમરાલી ભરપુર　　મર્દ મોટંમ મોહંતી
વપુ વરણાગણી વેદે　　વળી વળવાળી વંકી
દૂસમંન ગંજણુ દાખ્ય　　સાર સોભીત સીહીલંકી
નાર વડે નર સોભીયો　નારી વીના નર દૂંખણો
સાંમલ કેહે અર્થ એહેનો કેહે　તેહનાં ભલી રીતે લે ભાંમણાં
॥ સુછ ॥　૨૫૬

ગીરીય શીખર ગુણવંત　　રુપે રઢિયાળો રંગે
ચન્દ્રકળાનાં ચિહ્ન　　અતીસે ઓપીત અંગે
અનીલ ભ્રખકને ભ્રખે　　સરસ સોભીત સુભ સાદે
નૃત્ય ગીત્ય નવરંગ　　વીવીધ પ્રકારે વાદે

૨૫૫ ૧. હ. જન્મ્યાં બે એક જાગ　૨૫૫. ૩. હ અર્થ અધિકે નવ આવે, ૨૫૬. ૧. વિ. સોહંતી ને મોહંતી, ૨૫૬. ૩. વિ વંકાલી ને વંકી. ૨૫૬. ૫. હ....શોભશે, તે વિણુ મુખ લજામણાં. ૨૫૭. ૨. વિ. ચંદ્રકાંત્ય જેહેવાં ચેહેન્ય. ૨૫૭. ૩. હ. અનિલ ભખને ભખે

ભોગ જોગ નથી જાણુતો લલના દેખી લાજે ઘણો
સામલ કેહે શ્રીસંગવીણુ પરવાર દેખે સૌ તે તણો
॥ મોર ॥ ૨૫૭

પંખી એક પાંલણે કોડ ઘણેથી કહાવે
મોકલીએ તાહાં જાયે આપ્ય તેડાવી આંવે
ઉડે ત્યાહાં આકાશ નહી સમલી નહી ગરજણુ
સૂત્ર સોહે સોલંત નહી તે દાહી કે દરજણુ
ગાજે ઘોષ ગંભીરતા ધજા ફરુકે બારણે
સાંમલ કહે સાંણા સમજજો કવણુ નાર એ કારણે.
॥ પડાઈ ॥ ૨૫૮

પ્રતાપવંત પુરુષ અંગ જનોઈ ધરે છે
મોટ મોટૂ છે પેટ સીંગ એ શીસ સરે છે
સાત ચાંચે ચરંત કોટીધા નૃત્ય કરે છે
બાલક તેડુ છે બાંહે ઠાંમનો ઠામ્ય ઠરે છે
ફરી જાંણે છે ત્યે ફૂદડી ઘોર સ્વરે ગુણુ ગાય છે
સાંમલ કેહે તે સંગતથી અમૂલ્ય મૂલ વેચાય છે
॥ રેંટીયો મોટાં હીરાને ॥ ૨૫૯

॥ દોહો ॥

બુધ્ય નીધાંન બતરીસી એ ગુણુ અર્થ શોભે ઘણી
આ ભવ તેહને હૂં વરુ ધર્મધારક ધારું ધણી ૨૬૦

---

૨૫૭. ૫. વિ. લલિતા ૨૫૮ ૧. હ. પંખણી એક પ્રમાણુ, કોડથી નારી કહાવે ૨૫૯. ૧. વિ. પીતાપવન એક પુરુષ ૨૫૯. ૪. વિ. ઠાંમનો ગમ્ય ઠરે છે. ૨૬૦. ૨. હ. અર્થ કહે આ વાર ૨૬૦. ૪. હ. ધર્મધારક ભરતાર

દેઉ આશીસ હું તેહને  તુજને પાય લાગું અહ્મો
ચેતાવ્યો ચંદ્રસેન્યને  તાપ સમાવોજી તમ્યો ૨૬૧

સિંધુ સુતાપતિ તાસ તંન  તાસ રીપુકો તન
તા વાહનકો જે રિપુ  ચઢત તોયે પર મન
॥ શ્રી કૃષ્ણ ॥ ૨૬૨

સિંધુ સુતા કો નામ લે  પૂર્ણ શેર ચાલીસ
એહે દોનૂ કૂ એક કર  પ્રાત ભજો હરનિસ
॥ રામચંદ્ર ॥ ૨૬૩

વાર શત ગિન સહસકું  અસ્થીર કો જે નામ
એહે બે મેલીને એક કર  જપત્યે રીઝે રાંમ
॥ લખમંણુ ॥ ૨૬૪

ચાર પા લખી એકઠી  ચાર તોલકૂ ચેત
આરાધ્ય એ બે એક કર  હરી કરશે તુજને હેત
॥ લખમંણુ ॥ ૨૬૫

પંચ હજારાં વીસ વસાં  ગિન અષ્ટ પંચ શેર
એ બે એ(ક) કરણુ ખચીત  મોટમ પદમી મેર
॥ લક્ષ્મણુ ॥ ૨૬૬

ચઉ ચાલીસે નાપજે  ચાતુર સુત ચાર
મોટાંસુ મંન મેલીયો  સંસારમાંહે ચે સાર
॥ દશરથસુત રામ ॥ ૨૬૭

---

૨૬૨. ૧. વિ. સધુસુતાપત્ય ૨૬૨. ૨. વિ. ચઢત તોય પરમં ૨૬૩. ૧. વિ. શ્રીક સાધુ સુતાકો નામ લેહો ૨૬૩. ૨. વિ. પુરે સરે ચાલીશ. ૨૬૩. ૪. વિ. આતમ જોઉ નાથ ૨૬૪. ૧. વિ. સતચાર ગણી તે સહસકૂં ૨૬૫. ૩. ૪. ૬. હિંદીમાં છે. (આરાધ વો દો એક કર હરિ કરેગા હેત) ૨૬૬. ૧. વિ. પંચ સત્ય પંચ શેર ૨૬૬. ૩. ૪. ૬. હિંદીમાં છે. (વો દો એક કરણુ ખચિત ભવાબ્ધિ તારક મેર.) ૨૬૭. ૪. ૬. સંસાર બિચમેં સાર.

આયુધ એક ક્રષ્ણનું એંસી અર્ધ ઓપંત
તન મિલાવ તૃતીય તન એ રુડો વૃખ રોપાવ્ય
॥ દશરથનો ત્રીજો પુત્ર લખમણ ॥ ૨૬૮

॥ ચોપાઈ ॥

એહવી આ(શિ)સ દીધી સથ્થ પત્ર સોપ્યો તેહેને હાથ્થ
શીઘ્ર શીઘ્ર વધાઈએ વહે એહનો પ્રતીઉત્તર મૂજને કહે ૨૬૯
ઘડીયાં જોજંન સાંઢ મોકલો તે વર તેડાવ્યો એકલો
સાંઢ સૂકાત્યે દીન વહી જાયે ઘડી પળ સાંસો મુજને થાયે ૨૭૦
માહારું ત્યે શુ અટકૂં મંન્ય નાવ્યે નીદ્રા ન ભાવે અંન
માલણ તું છે મારી માત વિસારો રખેહ ત્રેહેની વાત ૨૭૧
એ વાતમાં જો અજર જ થશે જરુર જીવ વણખૂટે જશે ૨૭૨

॥ દોહો ॥

માલણ કેહે શૂણ માંન્યની તજ તજ અતી ઉચાટ
મનવેગી જન મોકલું ચંન્દ્રાવતી તુજ માટ ૨૭૩
કોલ દેઈ ગઈ કામ્યની અલ્પ ઘંણી દીધી આશ
બેઠા બંધવ બારણે ત્યાહા પ્રીત્યે આવી પાસ. ૨૭૪
હસતિ રમતિ રીઝતી તોલ કરંતી તત્ર
ચંદ્રસેન્યના હાથમાં પ્રીત્યે સોપો પત્ર ૨૭૫
બતરીસ સમસ્યા બૂઝસો તો પરણે પ્રેમદા પેર
નહીતર નીરાસ થૈને વલો જાયો તંમારે ઘેર ૨૭૬
એહેને હું કયમ છેતરું એને પરણું આપ
સ્વામી સમસ્યા પુરસો તો બીજા ભાઇ ને બાપ. ૨૭૭

---

૨૬૮. ૨. વિ. એથી અર્થ ઓપવ્ય ૨૬૮. ૩. વિ. તન મેલો ત્રીજા તનસ. ૨૭૦. ૧. હ. સાંઢ રાત ને દીન વહી જાય. ૨૭૩. ૪. હ. મનવેગી ગજ મોકલું ૨૭૪. ૨. હ. અંતર દીધી આશ

જોર હોય તો ઝુઝી પડો નહીતર કાયર થાયો
પ્રથ્વી પ્રદક્ષણા કરિ મંદીર જુગતે જાયો. ૨૭૮
કાગળ કાંમ્યની કરથકિ લેઈ ચઢાવ્યો શીસ
એહે કન્યા મે તો વરી જસ દેશે જગદીશ ૨૭૯

॥ છપ્પા ॥

મલે ઉચને ઉચ મલે ભંગીને ભંગી
મલે નીચને નીચ મલે રંગીને રંગી
મલે ભક્તને ભક્ત મલે પાપીને પાપી
મલે ગાંનીને ગાંની મલે જપતપને જાપી
મલે વસનીને વસની અત્યતાહારે તેહેનો ગુણ મલે
તકમાંહિ લુણ લીજીયે સાંમલ પયે સાકરમાં ભલે ૨૮૦

પંડીત પંડીત્ય પર પ્રીત્ય મુરખને મુરખ વાહાલો
રુડાને રુડી રીત્ય ચતુર ચતુરાઈએ ચાલો
સુમને વા'લો સુમ દાતાને દાની ભણીજે
જારીને વા'લો જાર ગુણીને ગુણી ગણીજે
સૂરાને વાહાલૂં સૂરનર કાયરને કાયર ગમે
જસ વાલો જસવંતને સામલ રામ રુદે રમે ૨૮૧

॥ ચોપાઈ ॥

જસ બોલે છે તું જેહનુ જોયુ પારખૂં હૂં તેહનૂ
પુછ્યા ઉપર ત્યે પ્રીત્ય નારીચરીત્રતણી છે રીત્ય ૨૮૨
કામ્યની કહીજાણે છે કેહેલુ લોક વદી જાણે જે વેણુ
પુછી જાંણુવા ત્યે તો સેહેલ કે'વા તે તો મોટમ મેલ ૨૮૩

---

૨૮૦. ૨. ધ. મળે રાગીને રંગી ૨૮૦. ૪. ધ. જપિયાને જાપી.
૨૮૧. ૩. વિ. સોમને વાલો સોમ દાતાને વાલો દાના. ૨૮૧. ૪. વિ. ગુણીજનને ગુણ ગ્નાન. ૨૮૧. ૫. ધ. શૂરાને વહાનું શુરપણુ
૨૮૩. ૪. વિ. કેહેવ્યાં ત્યે મોટામ સકલ્ય.

॥ છપ્પા ॥

દાતા કોયેક દેશ કોટીધા કુડા કાયર
સૂરા કોયેક સમરથ જુડાંબહુ જુગમાં જાહાઅર
પુન્ય કો એક પ્રવેશ પાપીના પુર વેહે છે
સતી સતવાદી કોયે કલંકી કોટીક કેહે છે
હરમે હરમેં હીરા નહીં પુર પુર પ્રૌઢા પાંણ છે
જે વરલા જાંણ જસવંત નર અલેખે નર અજાણ છે ૨૮૪

શેરી સેરી ઓહો સ્વાન સીહી સાંભલીયા કાંન્યે
સપુત સહસ્રમાં એક કપુત ઘણા મંન માને
સદવિદ્યા કંઈ સોખ અવીદ્યા દંભી ડંબર
ધાતુવાદી કો ધીર ધૂરત જુઠા જુગ અંમર
કવિજન સાચો તો કોઈ છે, મૂર્ખ કવિ બહુ માણતા
સાંભલ સર્વ સવારથી પ્રમારથ કોયેક જાંણ જાણંતા ૨૮૫

॥ દોહો ॥

માલણ કરથી મહિપત્યે કાગલ લીધો તત્ર
અક્ષરે અક્ષર વાંચીયા પ્રમદા સુખનો પત્ર ૨૮૬

ભાર ભલો ભલી ભાત્યનો દીઠું ડાહાપણ દસ્ત
માલ ઘણેરો માન્યની વારુ ભારે વસ્ત ૨૮૭

મૂલ્ય મુઘેરુ એહેનુ કહેવામાં તો કોડ
પૂછુ કેહેજો પ્રેમદા તો જુગમાં નહી કો જોડ ૨૮૮

---

૨૮૪. ૫. વિ. માં નથી. ૨૮૪. ૬. હ. અસંખ્ય પુરૂષ અજાણ છે.
૨૮૫. ૫. વિ. કવીત કાયેક કૃષ્ણ કહત મુરખ માંણસનો જસ ભણંતા.
૨૮૬. ૩. વિ. અક્ષરઅક્ષર વર્ણે વાંચીયા.

જોર હોય તો ઝુઝી પડો નહીતર કાયર થાયો
પ્રથ્વી પ્રદક્ષણા કરિ મંદીર જુગતે જાયો. ૨૭૮
કાગળ કાંમ્યની કરથકિ લેઈ ચઢાવ્યો શીસ
એહે કન્યા મે તો વરી જસ દેશે જગદીશ ૨૭૯

॥ છપો ॥

મલે ઉચને ઉચ મલે ભંગીને ભંગી
મલે નીચને નીચ મલે રંગીને રંગી
મલે ભક્તને ભક્ત મલે પાપીને પાપી
મલે ગાંનીને ગાંની મલે જપતપને જાપી
મલે વસનીને વસની અત્યતાહારે તેહેનો ગુણ મલે
તક્રમાંહે લુણ લીજીયે સાંમલ પયે સાકરમાં ભલે ૨૮૦

પંડીત પંડીત્ય પર પ્રીત્ય મુરખને મુરખ વાહાલો
રુડાને રુડી રીત્ય ચતુર ચતુરાઈએ ચાલો
સુમને વા'લો સુમ દાતાને દાની ભણીજે
જારીને વા'લો જાર ગુણીને ગુણી ગણીજે
સૂરાને વાહાલૂં સૂરનર કાયરને કાયર ગમે
જસ વાલો જસવંતને સામલ રામ રુદે રમે ૨૮૧

॥ ચોપાઈ ॥

જસ બોલે છે તું જેહનુ જોયું પારખૂં હું તેહનૂ
પુછા ઉપર ત્યે પ્રીત્ય નારીચરીત્રતણી છે રીત્ય ૨૮૨
કાંમ્યની કહીં જાણે છે કેહેણુ જોઉ વદી જાણે જે વેણુ
પુછી જાંણુવા ત્યે તો સેહેલ કે'વા તે તો મોટમ મેલ ૨૮૩

૨૮૦. ૨. હ. મળે રાગીને રંગી  ૨૮૦. ૪. હ. જપિયાને જાપી.
૨૮૧. ૩. વિ. સોમને વાલો સોમ દાતાને વાલો દાતા.  ૨૮૧. ૪. વિ. ગુણીજનને ગુણ જ્ઞાન.  ૨૮૧. ૫. હ. શરાને વહાલું શુરપણુ
૨૮૩. ૪. વિ. કેહેવ્યાં ત્યે મેટામ સકલ્પ.

॥ છપ્પા ॥

દાતા કોયેક દેશ    કોટીધા કુડા કાયર
સૂરા કોયેક સમરથ    જુડાંબહૂ જુગમાં જાહાઅર
પુન્ય કે। એક પ્રવેશ    પાપીના પુર વેહે છે
સતી સતવાદી કોયે    કલંકી કોટીક કેહે છે
હરમે હરમે હીરા નહીં    પુર પુર પ્રૌઢા પાંણુ છે
જે વરલા જાંણુ જસવંત નર    અલેખે નર અજાણુ છે ૨૮૪

શેરી સેરી બોહો સ્વાન    સીહી સાંભલીયા કાંન્યે
સપુત સહસ્ત્રમાં એક    કપુત ઘણા મંન માને
સદવિદ્યા કંઈ સોખ    અવીદ્યા દંભી ડંબર
ધાતુવાદી કો ધીર    ધૂરત જુઠા જુગ ઝંમર
કવિજન સાચો તો કોઈ છે,    મૂર્ખ કવિ બહુ માણુતા
સાંમલ સર્વ સવારથી    પ્રમારથ કોયેક જાંણુ જાણુંતા ૨૮૫

॥ દોહો ॥

માલણુ કરથી મહિપત્યે    કાગલ લીધો તત્ર
અક્ષરે અક્ષર વાંચીયા    પ્રમદા સુખને પત્ર ૨૮૬

ભાર ભલો ભલી ભાત્યને    દીઠું ડાહાપણુ દસ્ત
માલ ઘણેરા માન્યની    વારુ ભારે વસ્ત ૨૮૭

મૂલ્ય સુઘેરુ એહેનુ    કહેવામાં તો કોડ
પૂછુ કેહેજો પ્રેમદા    તો જુગમાં નહી કો જોડ ૨૮૮

---

૨૮૪. ૫. વિ. માં નથી. ૨૮૪. ૬. હ. અસંખ્ય પુરૂષ અજાણુ છે.
૨૮૫. ૫. વિ. કવીત કાયેક કૃષ્ણુ કહત્ મુરખ માંણુસનો જસ ભણુંતા.
૨૮૬. ૩. વિ. અક્ષરઅક્ષર વર્ણે વાંચીયા.

॥ છપ્પા ॥

બાંધી જાંઘે હથીઆર તાંણવા જ્યેલ્યાં ત્રાસે
બોલ્યે બોલ અતોલ નાંણૂ ખરચવ્યે નાશે
ખાવ્યે પીવ્યે ખેલવે હોય ખવરાવે ખાંપણ
સાહપત્ય માંહે સરદાર બોલવ્યે આપી થાપણ
બકવ્યે બોલનારા બહૂં પાલવે કોયેક પુરપતી
નુર રાખે જ્યે નરપતી નાંમનુ જેહનિ રુડી કર્મરેખારતી ૨૮૯

॥ ચોપાઈ ॥

પ્રથં(મ) (સ)મસ્યા પુરુ સાર વલતો ઉતારું અહંકાર
હું પુછૂ બતરીશી બોલ તરત જંણાયે તરુણી સૂ તોલ ૨૯૦
લખમીવર રાખે જેહેની લાજ તો તો થાસે મનવાંછીત કાજ ૨૯૧

॥ દોહો ॥

લાખ કરોડો નવ્ય મલે મોતી વરખો માલ
તેહે કરો વરસાતનો ખરો લખો તે ખાલ ૨૯૨
ચોદ ચરણ ને બાર કર પચીસ હજારાં નામ
પ્રેમદા તે તો પાલખી કરું તીહારું કામ ૨૯૩
એ ત્રણ જેહેને નરખીઆં કાંનને નાંમે નામ
એ શ્રવંણ સૌહૂ સવણે સૂણે કરું પુન્યનું કાંમ ૨૯૪
નંહી વર્ખ નહી વેલ્ય નંહી પાને નહી ફુલે
સુંઘાં ગુણ ત્યે મીઠડાં સાચી સામા સૂલે ૨૯૫
દેવસ્થલ પાસે રેહે બોલ્યે ત્યે સૌહુને ગમે
ઘંટા નામ છે તેહનું નીરસર સૌ કોને નંમે ૨૯૬

---

૨૮૯. ૪. હ. સત્ય કોઇ ચતુકાર ૨૯૦. ૪. હ. તરત જણાવે તરણી તોલ.
૨૯૪. ૩. હ. શ્રવણ સહુ શ્રવણે સુણે ૨૯૫. ૨ હ. નહિ પાણી નહિ ફૂલે.

નારી જાત્યે ઉજલી પીતા કાલો કરૂપ
તે સરપની કાંચલી ભાખે ભાર ભૂપ ૨૯૭
નારી કહી જ્યે નીચ ઘેર છત્ર ફરે છે શીસ
ધાંણી ગુણવંતી કહી ખરું કે'તાં શી રીસ ૨૯૯
કુંભાર ભાર ઘણો વહિ ફરતું ચારે પાસ;
તે કુંભારનું ચાક છે, કામિની કીજે કયાસ ૨૯૮
કાયા ઉપર હાડ છે તે ઉપર નથી વાળ
પાકી કેરી પ્રેમદા ખરી વાતનો ખ્યાલ ૩૦૦
અંતરીખ અવની ઉપર ઉપર અશ્વાર બેચાર
પુયા ખાંડણુ એ પારખો ભાંમ્યની લખીયો ભાર ૩૦૧
ગોળી નામ ગોરીતણું વાંસ પુરૂષ પ્રમાણુ
સમજ વલોણું સાથમાં મહિમા મોટમ માણુ ૩૦૨
વનિતા વર્તુલાકાર શી છત્ર જેવી છાજંત
જીવરખણુ અરિગંજણી ઢાલ નામ ધરંત ૩૦૩
નીહા નૌતમ કામિની વાટો પુરુષ સુજાણુ
અજીઠું અબળા મળી કરે ખાય પુરૂષ ગુણજાણુ ૩૦૪
ખીલડા સાથે ઘંટીનાં બે પડ મળિયાં જેહ
આટો કે એઠું કહો ખાઓ નિ:સંદેહ ૩૦૫
વાહન સહિતે શુક લ્યો શુક્ર વસે છે સ્વર્ગ
દાદુર વાસ રસાતળે શ્યામા જાણે સર્વ ૩૦૬
વરત કરે છે કોશ તો શુંડાળો સમરથ્થ
શુંડીઓ કોશ જ કામિની નહિ હાથી નહિ રથ્થ ૩૦૭

૨૯૮. વિ. માં નથી. ૩૦૦. વિ. માં બધાં ચરણ નથી. જે છે તે બધાં બરાબર નથી, એક સિવાય. ૩. વિ. એ પાકૂં અંબુ પ્રેમદા. ૩૦૨ થી ૩૩૦. વિ. માં નથી. હ.માંથી લીધી.

ચોમુખ ચતુરવદન નહિ વૃષભારૂઢ મા'દેવ
નવાણુ નારી કો નહીં વૃષભપખાલ જ એવ ૩૦૮

કપાસ કામિની તેં કહ્યો નહિ સીસમ કે સાગ
દેવ દનુજ મનુજ સહુ રાખે એપર રાગ ૩૦૯

છોગાને પૂંછડું કહે ઊંધા દુનિયા લોક
ખાંડ ગોળ ને શર્કરા શેલડીસુત આ લોક ૩૧૦

પાંખાળો પણ પંખી નહિ પૂરા શૂરા સાથ
ગાજંતો પણ મેઘ નહિ વીર તીર ધર હાથ ૩૧૧

નૌતમ લકુટી નાર જે લોહ ફળથી અનુરાગી
ફળ લઈ ડૂબે દેહમાં બરછી સરસ સુહાગી ૩૧૨

લાંબડ પૂછ વાંદર નહિ માંકડ કુક્કટ નાહિ
કાચંડો તે કામિની વાધે વૃષ્ટિ માંહિ ૩૧૩

મેલી નહિ ઘેલી નહીં શીંગાળી નહિ સાચ
ઝારી ઝાલી જુવતી જો હૃદયા સાથે રાચ ૩૧૪

ધોરી નહિ તોરી નહિ નહિ પીઠ પલાણુ
ચાંચડ તે મેડક નહીં પગ વિણુ પળે સુજાણુ ૩૧૫

કાળ કર્યો દધિ જનકનો દુગ્ધ પિતામહ લગ્ન
સુરભીકુળ પેદા થઈ તક્ર સમજ મન મગ્ન ૩૧૬

નહિ નર નારી નામમાં સમજ નપુંસક બોલ
ભખે પિયૂષા ભામિની શેલડી કેરૂં કોલ ૩૧૭

મચ્છી નહિ પક્ષી નહીં ભાવ સમજ મન સાવ;
ભવજળ તારે બે નકી નાવલિયો કે નાવ. ૩૧૮

આભૂષણુ સુવર્ણનાં મોંઘે મૂલ વેચાય
માટીનાં સોંઘાં સહી બે ભૂમિથી થાય ૩૧૯

હરિલંકી ને શામળી   માણી તેની મુંછ
નીચી નારી જો પડે   મુંછ નહિ તે પુંછ   ૩૨૦

છે અનિલ વારિ ભક્ષકો   અશ્રુ ભક્ષક મોર
નૃત્ય કરે નારી કને,   સંગ કર્યા વિણ સોર   ૩૨૧

પ્રીતીવની છે પવનથી   પદ્મની નામ પડાઈ
સૂત્ર સંગ લઈ સંચરે   પૂર પંડિત પરખાઈ   ૩૨૨

રેટુડો રેશમતણો   જનોઈ માળ પ્રમાણ
ઘડિયાળુ તે બાળકું   એ ઉત્તર નિરવાણ   ૩૨૩

શ્રીકૃષ્ણ તનુજ વિતનુ હે   હર રિપુ સુત ગુણનાથ
મૂષકવાહન રિપુ અહિ   શેષશાયી મમ સાથ   ૩૨૪

લખમી મેંસે લખ ગ્રહુ   ચાલીસ શેર મન નામ
વો દોસેં લછમન બને   જયા કો ભ્રાત શ્રીરામ   ૩૨૫

શત સહસ્રસે લખ ગિની   અસ્થિર મન મિલાઊં
લછમન ભ્રાતા રામકો   ગુન ગાતે હરખાઊં   ૩૨૬

ચાર પા લખે લખ બને   તોલુ ચતુર મન જાન
લખમન કો આરાધવો   શેષ મહેશ સુજાન   ૩૨૭

પંચ સહસ વિસ ગિનકે   અઇ પંચ ગિન શેર
લખમન દો હરેક બને   ભજું ભવ તરની બેર   ૩૨૮

ચાલીસ ચક્ર દસરથ બને   જાકે સુત ઘનશ્યામ
મોટેસેં મન મિલ ગયા   ભવમે ભયા સકામ   ૩૨૯

કૃષ્ણાયુધ જો ચક્ર હે   એંશી અર્ધ ચાલીસ
દશરથ તૃતીય તન ભજું   સેવક જો જગદીશ.   ૩૩૦

॥ ચોપાઈ ॥

જુવંતીએ લખી જેટલી   નરતે કહી એણી તેટલી
પ્રતિઉત્તર ત્યે આપ્યે લખી   શામા થાયે જેથી સખી   ૩૩૧

વિદ્યા તું તારી વર્ણંજ્યો　તાહ્યરે ગંમે તેને પ્રંરણજ્યો
તું રાખે છે મંન અહંકાર　કહી સમસ્યા ને ભાગ્યો ભાર　૩૩૨
કોડવાર કહું શું કથી　મારે તારું કારજ નથી
મારું કહ્યું તો કહેશે જેહ　તરૂણી મુજને વરશે તેહ　૩૩૩
રાયો રાંક ને રૂપ કરૂપ　કહે અર્થ તે ભામની ભૂપ
બીજી ચતુરા કેરાં બહુ ચેન　તે છે બેટી કે મમ બેન　૩૩૪
મારી સમસ્યા પૂરે સાર　તે તો મારી થાશે નાર
કહી ન શકે તે મારી માત　ગમે તેવી હોય રૂડી જાત　૩૩૫

॥ છપ્પો ॥

રાણી હોયે રિદ્ધ　હોયે કો પંડિત પરીખે
હોય દિવ્ય સ્વરૂપ　કે ઇદ્રાણી સરખી
હોય ચતુર સુજાણ　બહુ બત્રીશે પૂરી
હોય સતી સરદાર　શીળ સામદમાં શૂરી
હોય સકળ કળા ગુણ જાણતી　પણ મારી સમસ્યા નવ લહે
કવિ સામળ કહે ચન્દ્રસેન નર　મા બેન પુત્રી તેને કહે　૩૩૬

॥ દાહો ॥

હોય કરૂપ કલક્ષણી　હોય નીચ જાત નિઃભ્રાંત
સમસ્યા કે' તેને વરૂ　કરૂં વાત એકાંત　૩૩૭

॥ ચોપાઈ ॥

એમ કહીને લેખજ લખ્યો　અહંકાર હૃદયામાં રખ્યો
પૂછનાર તો છે પાંચલાખ　તે તો નહિ સતવાદી સાખ　૩૩૮
પૂછ્યું કેહે તે જુગતે જાય　પંડિત તેહેને પ્રણમે પાય
બોલનાર તો સૌકો હોય　પાળનાર તો લાખે કોય　૩૩૯

૩૩૬. ૩. વિ. હોય બતરીસ લક્ષણી.

હું પૂછું તે ભાખો શામ    રામા રૂડેરા હોયે રામ
સમસ્યા સાદી છે માહરી    જુવતી મતિ કરો જાહરી  ૩૪૦

॥ છપ્પો ॥

અચરત એ અપાર    વપુહ તેહેનુ વાંકડીયું
પાછળ પૂઠ વિશાળ    શોભતુ મુખ સાકડિયુ
ઘણા રુપ ઘણાં નામ    ઘણી બાબત મુખ બોલે
છતરીસ રાગ છત છત્ર    દશી દશાયો ડોલે
બોલાવ્યુ બોલે નીચ ઘેર    ઉચ અમીરને વસ કરે
સામલ શમશ્યા શોભતિ    ધારક જુદા મન ધરે
॥ વાજા શરણાઈ મુગલભેર
કરણુઠ ॥  ૩૪૧

નિરખી નાની નાર    કઈ ઉજળી કઈ કાળી
કુડકપટ કલક    પડમા પોઢી પાલી
ચરણુ લબા બેહે બહે    બોહો ધુંઆવ્યે બેડી
અનમી નર અહકાર    ટેક રાખતી ટેડી
તે ભામનિ ભોયરૂ ભોગવે    ભૂપતિની પાસે ભજે
દૂસમન જન દેખિ ડરે    સાંમલ કેહે સોભા સજે
॥ કટારી ॥  ૩૪૨

શીસવીહાણી નાર    મુખ મોટુ સુખ માણે
ભોરીંગતણુ જ્યે ભક્ષ    જમી તેહ આગુ જાણે
પલક ન રાખે પેટ    વલિ ઉઠે વલી બેસે
પાતલુ સરણુ પેટ    તેહે પૃથ્વીમા પેસે

૩૪૦ વિ. મા નથી  ૩૪૧ ૨ વિ. માં નથી  ૩૪૧ ૪ વિ. છત્રીશ રાગની છત  ૩૪૨ ૩ દે. બધ બાંધી છે બેડી  ૩૪૨ ૫ વિ. ભુખ્ખૂક ભાંગ્યની ભોગવ્યે

વાંકા કઠણને વશ કરે    બલતાને બાલે બહુ
સમઝા કેડે તો સેહેલ છે    સામલ કહે સોપો સહુ
॥ ધમણુ ॥ ૩૪૩

નૌનમ નિરખી નાર    જુલમવાળી ઝળકંતી
નંહી હાથ નંહી પાગ    લાડ ઘણે લળકંતી

મંદીરમાંહો માહાલતાં    ઓપ્યે છે ઓઢી પેહેરી
નાસે થૈ નીરમાલ્ય    વાદ કરે જેહે વેહેરી

નારી જાત્ય નિર્બળ નહી    કાળી કુરૂપ કાયાથકી
સામલ કેહે સાંચો સમઝસે    કહૂ ડાહા તેહેને નકી
॥ તરુઆર ॥ ૩૪૪

આવ્યો સોદાગર એક    માલ લાખેનો તે લાવ્યો
અર્થ કમાવા કાજ    ભોગ્ય સઘલાંને ભાવ્યો

હાથીઘોડા સુખપાલ    લખધા લાખે લેખો
જેહેને જેહેનુ કાંમ    બોહો દુનીયાયે દેખો

પછી તે જ ઘડી તેણે દિવસ    રહ્યો ન પૈસો રોકડો
હૂંડી પત્રી દીઠી નહી    નર પાસે નહી દોકડો
॥ લાખનાં રમકડાં

હાથી ઘોડા બે બદામે વેચ્યો. ॥ ૩૪૫

---

૩૪૪. ૧. વિ. નોક્રમાંમવાર નખત્ર જાજુલમાંત્ય ઝલકતી. ૩૪૫. ૨. હ. ભગો સૌ જનને ભાવ્યો, ૩૪૫. ૪. હ. દષ્ટિએ દુનિયા દેખે. ૩૪૫. ૫. વિ. રાતરતો દીઠો રોકડો. ૩૪૫. ૬. હ. દિમે ન ગઠિ દોકડો.

નહી પુરુષ્ય નહી નાર   નપુસક જેવું નામે
ચંદ્રખીબ આકાર   નથી ત્યે ઠાંમઠાંમે
રાજદ્વાર રહંત   અંતીખ અવનીથી બાંધુ
જોતીકવિધા જાંણુ   સમય દેખીને સાંધ્યુ
માર ખાયે મોહોકમપણે   બુમ પાડી બોલે બહૂ
નાંનાં મોટાં નરનારીઓ   સાંમલ સાદે સૂંણે સહુ
॥ ઘડીયાલુ ॥ ૩૪૬

એક નાર સંસાર   માહા સુખ મોટમ માંણિ
બાર પુત્ર બલવંત   એક એકને બબે રાંણી
બારને પુત્ર ચાચ્યાર   આઠ આઠ પુત્રી જેહનિ
તે પુત્રીનો પરિવાર   શોભા શી કૈહીયે તેહની
ચંચલ પુત્ર તેહને ચ્યાર છે તેહે સવાયા સેર છે
સાંમલ કેહે સોધી જુયો મહીમા મોટો મેર છે

॥ માંણીક એક ત્યેહેનાં બાર મણ ॥ ૧૨ ॥
મણ એક તેહેના તો અધમણી બે ॥ ૨ ॥
અધમણના દશેરા   બે ॥ ૨ ॥
મણનિ પાંચ શેરી તો   આઠ ॥ ૮ ॥
સવાયા સેર છે તે તો ચાર સેર ॥ ૩૪૭ ॥

પુરુષ્ય એક વયવૃદ્ધ   ખરી તેને ખટ નારિ
એક એકને બબે પુત્ર   બે બે સુંદરીયો સારી
એક સ્વેત એક સાંમ   પરવાર તેહે છે બાગ્રા
પંદર પંદર સંતાંન   તેહ વળી કહિયે તાજા

૩૪૬. ૩. હ. અધર અવનિથી બાંધ્યુ. ૩૪૭. વિ. માં જવાબ છે. હ. માં નથી. ૩૪૮. ૪. હ. પંદર પંદર પરમાણ ૩૪૮. નો જવાબ હ. માં નથી

નાંમ તીહાનો નાવ છે  કોડ સાહબ્ર કિ છે કથી
સામલ કેહે એના પરવારનો  નાશ કો કાલે નથી

॥ વ્રધા પુરુષ્ય તહેની છ રતો ॥ ૬ ॥
તેહના  બાર  મહિના ॥ ૧૨ ॥
તેહ મહિનાની પક્ષો બે ॥ ૨ ॥
અંધારિયું  અજવાલિયું
તેહેનો નાશ કો કાલે નથી
દીવસનો  નાશ  નહી.  ॥ ૩૪૮ ॥

દેવ દાંણુવ રાયો રંક  નહિ પરબત પુર પાડા
અડા(૨) ભાર વંનરાય  જડચેતન વંન ઝાડા
જીવ્યા જે ન્ય લજંત  નામ જુજુવા છે જેહેનાં
કરોડ કરોડાં લાંખ  નાંમ શા કહીયે તેહનાં
સામળ સમસ્યા સમજે પછે  એ છે તો અપરંપારના
પંડિત  રુડા  પરખશે એવા બાલક બારે બાપના
॥ એ બાર રાસીનાં બાલક
બાંધી શ્રીદીયે ॥ ૩૪૯ ॥

વટ પુરુષ્ય એક નાર  નાર ત્રણ્યે નર જાંણુ
સોલે નરે નર હોયે  પુરુષ પ્રાક્રમી પ્રમાણુ
બે પુરુષ્યે એક પુરુષ્ય  ભાગ દ્વાદશને નામે
કરિ  વાયદો  કંથ  ગયો ગુણવંતો ગાંમે
વીસ તે ઉપર વહી ગયા  અડિ બેઠી છૂં વાટમાં
સાંમલ કેહે તે સુંદરિ  અતિ દિઠી ઉચાટમાં

૩૪૯. પ. વિ. સાંમલ સંપા સંક્ષેવ છે. ઉખાણાનો ઉત્તર વિ. માં છે. ઢ. માં નથી.

૩ રતી=વાલ ૧૬
=ગદીયાંણો ૧, તોલા=૨
તોલાના માસા ૧૨
માસા ત્યેહ નોમ
તે ઉપર થાપા ॥ ૨૦ ॥
વીસ માટે ઉચાટ છે ૩૫૦

ચર્ણ ચાર બે શીસ નથી કર એને એકે
નથી પૂછ કે મૂછ પેટ વીના વાસો નેકે
પુણ્યવંતાને પાસ જરૂરપણે તે જાયેં
એકને દુખ દીસંત એક મહા મંગલ ગાયે
આકારે જો ચોલખી ત્યેહના સઘલિ વાંમસો
સાંમલ કેહે શીવ પુન્યતે એહ પદારથ પાંમશો
॥ ઘોડિયુ બાલકનું ॥ ૩૫૧

પુરૂષ્ય એક પવિત્ર પરાક્રમી દીઠો પ્રોઢો
ચચલ ચારુ ચરિત્ર જાંણુ જશવંતો જોડો
રાજ રીધ જેહેને રોખ મોંજ ઘણેરી માહાલે
જર વિદ્યાની જોપ ચીત્ત ચોખુટે ચાલે
એક નર બે નારીને દષ્ટે અંત્રીવ ઉપાડી લીયોં
નામ એક બે નારતુ સાંમલ અર્થ કારણ કર્યો
॥ એ તો પાવડિઓનું જોડુ ॥ ૩૫૨

નપુસક નામ દસવીસ તેહેનુ નપુસક કીધું
સ્ત્રીયો નાની સહસ બંધ ત્યે બાંધી લીધું

---

૩૫૦. ઉખાણાનો જવાબ હ. મુજબ. ૭ ચોખાભારની રતિ, ૩ રતીએં વાલ, સોળ વાલે ગદિયાણો, બે ગદિયાણે તોલો, તોલાના માસા બા.
૩૫૧. ૧. વિ. નથી કર એક નેક. ૩૫૧. ૩. હ. પુણ્યવંતને વાસં
૩૫૨. ૧. વિ. પુરુષ પ્રાક્રંમી પોઢો.

નવરાવ્યું આંખિ નેહ રુદે ધરિ રમાડુ
પરમેસ્વર પેલે પ્રીત્ય જુગત્ કરી જમાડુ
જુક તેહનિ પોતે જમે તેહેનો ગુણ ત્યે શો ગણે
સાંમલ સમસ્યા સોધશે ઘટમાં જે ડહાપણ ઘણે
॥ એ ત્યે પરતાલુ ॥ ૩૫૩

બસ્સે હાથની બાલ કહું શી તેહેની કરણી
પાંચ હાથનો પુરૂપ પ્રીતથી તેહેને પરણી
કાંમની વશ કરાં કંથ બલ કરી બાંધિ લીધો
ત્યારે ત્યે પામ્યો માંન કબુલ સહુ લોકે કીધો
નર નાર બીજાં ત્યેહેને ભોગવ્યે લંપટ તેહને કો નવ્ય કહે
સાંમલ ભટ સાચું કહે રોખ સૌ કોને નીત્યે રહે
॥ ખાટલો ને ખાટલી ॥ ૩૫૪

નારી એક નવરંગ નહી બ્રંહ્માની શ્રષ્ટી
નંહી બીજ વવ્યેત્ર નહિ વ્રખ નંહી વૃષ્ટી
નંહી અવની નહી આકાશ નહી કોહો ત્યેહેનું જોડુ
મુખનાશકા છે નેણ પુછ પંણ પરહુ પ્રોઢુ
તે નારી નારીએ નથી જણી સ્વરૂપ ઉજળે સાંચળી
પરખો તો બાંધો પાઘડી નંહીતર કમકેડે પેહે(રો) કાંચલી
॥ એ તો સર્પની કાંચલી ॥ ૩૫૫

અતીસે મોટૂ મુખ બે પાંસાંથી સરખુ
શીંગ એક શરીર પ્રાંણ વીના ત્યે પરખુ

૩૫૩. ૪. ઢ. પરમેશ્વરથી પ્રથમ. ૩૫૩. ૫. ઢ. એહું. ૩૫૪. ૬. વિ. તેહેને જાણ્યુ જે વિદ્યા ભણે. ૩૫૫. ૧. ઢ. નહિ માબાપની સૃષ્ટિ. ૩૫૫. ૫. વિ. નારી મે નાર તો નથી જાણીસ પુગ્ય ઉજલા છે સાંચલિ ૩૫૫. ૬. ઢ. નહિ તો પહેરો કાંચળી ૩૫૬. ૨. વિ. શીંગચોક્શરેણુ

લક્ષ હજારાં લોક રેહે છે સહૂ તેને શરણે
નીરમલ સાધ્ય બહુ નેહે ચાલેવ્યા ચતુરવીણ ચરણે
સમસ્યાં સાગર જેવડી અકલવંત કેહે આવડયું
સામલ કેહે કોહો શીખવુ જો મુખેથી વદો નાવડું
॥ એ તો નાવડું ॥ ૩૫૬

નહિ નર કે નહિ નાર નપુંસક સરખું નામે
દેશદેશ પ્રવેશ ગુણ જશ ગામેગામે
ચૌદ વિદ્યા ગુણ જાણ લખણ બતરીશે બુજે
ખટ સાહાસ્ત્ર ભંણનાર ત્યેહને પણ તેથી સુઝે
અજુઆલુ તે અવનીં વીપે સર્વેનુ સુખદુખ જાહાયર કરે
આવરદા ઓછો એહનો સાંમલ કેહે એક વરષ નિશ્ચે મરે
॥ એ તે ટિપણ ॥ ૩૫૭

ગોલાકાર ગુણવંત દીઠો મે ગાંમે ગાંમે
દશ સિર તેહનું નામ રાંવણ તો ઠરો નહિ ઠામે
એ થાયે અસવાર ધરે વાહન શોભા તે
ચતુર ચુકવે સર્વનો ન્યાયે પુછે જ્યે માનવી જંત્યે
કોહોનુ મોહો રાખે નહી લાંચ તે કોહોની નવ લીયે
સામળ કહે તે સતવાદિયો દેખે તેવું કેહિ દિયે
॥ એ તો દશોરો ॥ ૩૫૮

ખટ ચરણ કેહેવાયે નથી એ ભમરો ભાઈ
એક વાંસો બે શીશ કહૂ શી એહે કમાઈ

---

૩૫૭. ૩. હ. લખિત વાત જે બુઝે ૩૫૮. ૩. વિ. વાહને નવરણતણો
૩૫૮. ૫ વિ. સાંચ ૩૫૮. ૬. વિ. સાંમલ કેહે સાહાકાર એ દેખે
એહેવુ કેહે દીયે ૩૫૯. ૧. વિ. ભમરો તો નહી ભારી

વિધ્યૂ બે પાંસાં નાક નાથ ઘાલી ઘણુ મોટી
જુયો કરમના ભોગ પકડૂ વાંસાવીચ ચોટી
તાજુ કેહે છે સૌ તેહેને જુતુ તો છે ત્યે જોખમાં
સાંમલ કહે સાહૂકાર છે રેહે છે રુડાના રોખમાં
॥ ત્રાજુઆં કાંટો ॥ ૩૫૯

અંતરીખ નાર અનુપ તેહૂં ડોલાવી ડોલે
મોહોકમ પાવે માર બહુ બકવા કરી બોલે
મુખવિણુ મોટુ શીસ . જનોઈ સરખું ગલે ઘાલે
બાંધી રહે બલવંત મોજ મંદીરમાં માહાલે
એહે સમારે જેહને તે સોભાવ્યે સર્વને
સાંમલ કેહે સમસ્યા કહો કે મુકો મન ગર્વને
॥ એ તો તાંત્ય પીંજરનિ ॥ ૩૬૦

મુસ્તક મોટુ હોય મુખ તેહેનુ નવ દિઠુ
ન ખાય અન્ન કે નીર બોલે બહૂ અમ્રતથી મીઠૂ
પોઢા દંત્ય પાગ પેટ પ્રીતથી પાંચે પ્રમાણે
રાજદ્વાર રહંત કદી મોટા ઘર માણે
સારંગ નામ શોભિત છે સારંગ વસ તે વાંણીયે
સમસ્યા ભટ સાંમલતણી જાણુ જસવંત જાણીયે
॥ એ તો તંબુરો તાંત્ય ॥ ૩૬૧

પુરુષ્ય એક પવિત્ર સોભે રુડાની સંગે
પવિત્ર પાસેપાસે પોસાયે રાચે રુડાને રંગે

---

૩૫૯. ૩. હ. વીધી બે અમ નાક. ૩૫૯. ૪. હ. ચોટી વાંસાવિચ ચોટી.
૩૬૦. ૨. વિ. ત્યે બોહો બકા બોલ્યે

પવીત્ર પ્રમાણિક નાર પુર જન્મ પ્રીત્યે પરણે
દેવને દૂલ્લભ તેહે એહ સરીખો વરણે
અચરત એક અપાર છે ઉપર નાર ને નર તલ્યે
સાંમલ વાત વીપરીત એ કારણ રુડા કવિ કળે
॥ સુકઠ ઓરસિયો ॥ ૩૬૨

સારંગ ભખ સરેણ અંતર સમઝાયે ચો
ત્યેહ નામે નામ ભાગ દસ વિસે વેચો
દો કડકા દેખાડ ઠીગ ઠરાવી ઠારે
અકેકો વેચી લિધો ચતુર પુરુષ એ ચારે
પુછી સમસ્યા પંડીત્યે તોલ કરે તેહને તું ત્યે
ભાગ તીરીસમો સાંમલ કહે હેત કરી આપો મુંને
॥ એ ત્યે છ પાઘડી ॥ ૩૬૩

એક નાર ખટ ચરણ પાખ પંણ તેહે પણ નંહી ત્યે પંખી
જાત્યે જોરાવર મેહેર વદંનથી અમૃ વરખી
ઉત્તમ મધ્યમ આહાર ઉચ નીચ જૈ બેસે
દાડે સૌહૂ દેખંત રાત્યે અંધ થઈ બેસે
આભડછેટ તેહની કોયે નંવ્ય ગંણે સૌ કો સાદ સુણે શ્રવણ
સમઝા કેડે સેહેલ છે સાંમલ કેહે તે નારી કવણ
॥ માંખી ॥ ૩૬૪

પુરુષ્ય એક પ્રતાપ ગુણ સૌહુને ગમે છે
દેવદાનવ રાયો રંક નરનાર સૌહૂ તેહને નમે છે
સપુત નામ સરદાર કુલદિપક કેહેવાયે
તેજવંત તરતીબ પ્રભુ પેલો પુજાયે

૩૬૨. ૩. હ. તેહને પ્રીતે પરણી. ૩૬૪. ૫. વિ. સૌ કો સાદ સુણે શ્રવંણ

તે નરને શીરથી નીપજે    કરુપ કલક્ષણ કામ્યનિ
સાંમલ કેહે તેના સંગથી    ભલિ ભજ્યે છે ભામ્યનિ
॥ એ તો દિવો ॥ ૩૬

॥ દોહો ॥

બાલા થા    તબ સબકું ભાયા
બડા હુઆ તવ    કાંમ ન આયા
મૈં કેહે દિયા    વાકા નામ
કોહો પંડીત    કે છોડા ગામ
॥ એટલે દીવો ॥

॥ છપ્પો ॥

બોહો નારિ બલવંત    પોઢી રે છે પુર પ્રીત્યે
મુખમાં આહાર નિહાર    રુદિ નહિ યે રીત્યે
પુંઠલ આંખ ને કાન    બોહો જોરાવર બોલ્યે
શત્રુકેરું સાલ    તેહ ડાલાવી રોલે
રાજદ્વાર રોખે રહે    અજીત કાહાવે આપમાં
સામલ કેહે સૂર કાયર થાય    તે નારીના તાપમાં
॥ એ તો તોપનાલ ॥ ૩૬૬

નપુંસક સરખું નામ    મહીપત્યને મંદિર માહાલે
નરનારી બે જોડ    ચડી વાંહને તે ચાલે
સાહા સુભા સૂલતંન    માન પામે તે મહિમા
ત્રોહોવિધ પાડે ત્રાસ    સૂર સાંમદ ને સાંમા
છાનુ રાખુ નવ્ય રહે    બોલાવ્યુ બોલ્યે બારણે
સામલ કેહ સમજો લખણા    કવણ અર્થ એ કારણે
॥ નગારું ॥ ૩૬૭

---

ઉપરનો દોહો છુ. માં નથી.
૩૬૬. પ. છુ. તે રાજદ્વારે સઘળે રહે
૩૬૭. ૬. છુ. શુભ કારણે.

વૃક્ષ ઉપરે વાસ મહિમા સૂભ માણે મોટી
જટા વીરાજે શીસ ચાહક ત્યે મધ્યે ચોટી
ત્રણ્ય નેત્ર ત્રોહો પાસ નહિ શીવજીનો સંગ
જલ અંમૃત ઝરંત નહિ ગુણવંતી ગંગ
જગન જાગમાં જસ લીયે ઓછવ મંગલમાં અતિ
નૃમ હાડ કાય કઠણ સાંમલ કહે સોધો સતી
॥ એ તો શ્રીફલ ॥ ૩૬૮

નગર એક નવરંગ ચાર દિસે દરવાજા
ચાર વ(ર)ણ વસે વાસ જગત જસ મહિમા ઝાઝા
મંદીર છંનુ મેહેલ પુરમંદીર બે પાસા
કરે રાજ બે વીર ખરા ખત્રવટમાં ખાસા
સુંદર સાહેલી સોલ સથ્થ રમત્ય રમે ત્યેસુ નીત્યે
સાંમલ કવણ નારિ ત્યે નગર ચાતુર નર ચેતો ચીત્યે
॥ સોગઠાં ॥ ૩૬૯

અગનતણી બહુ આંચ એક મરદે શીર માણી
બીજે તો હોમે હાડ ગાલા વરવા એ નારિ
ત્રીજે કરવત લિધ્ય કપાવી કષ્ટે કાયા
ત્રણેયે પામ્યા એ નાર માનની ઉપર માયા
ત્રણ્ય નામ છે તેહના નપુસક મરદ ને મેહેરીયો
સામલ ભટ સાચુ કહે એ લખમીવંતની લેહેરીયો
॥ પાંન ॥ ૧ ॥

નાગરવેલ ॥૨॥ તાબોલ ॥૩॥ કાથો ॥૧॥ ચુનો ॥૨॥ ફોફલ ॥૩॥ ૩૭૦

---

૩૬૮. ૧. વિ. મહિમા સૂ માણુ મોટી ૩૬૯. ૬. ઉ. નગર કવણ ને નારી કવણ સામલ કહે ચેતો ચિત્તે

સરોવર સૂંદર સરસ પુરણ તેહેમાં છે પાણિ
રીઝી રોખ રાખંત રુડા જન રાજા ને રાંણી
તરસ ન છીપે તોયે પાણી પીવાને પેસે
બૂડે બાધું જગત એહે સાંમીપ્યે બેસે
બુડલ્યે કોય બીહિ નહિ અંગે નિર તો નંય અડે
સાંમલ ભટ કેહે સોધ્યો તે જસવંતા નરને જડે
॥ દરપણ ॥ ૩૭૧

અતિસે ઉજવલ અંગ કરુપ થયો તે કરમે
ખટ દરસન ખટ સહાત્ર ધાર મન ત્યેહેને ધરમે
પોત્યે જાત્ય પવિત્ર નાહાયાધોયાથી નાહાસે
જલ પીધે નંય જીવંત પલક રેહે નહી પાસે
પ્રાક્રમી અમારથી પરમુલક સુધી પરવરે
સામલ કેહે સાહાસુલતાન સભ અધિક આસ તેહેની કરે
॥ કાગલ ॥ ૩૭૨

॥ દોહો ॥

બુધ્ય નીધાંન બતરીસ યે વાંચી જો જો વૃત્ત
અર્થ એહનો જો આવડે તો વાંચી લખજો તત્ત ૩૭૩
નહીતર ઘેર બેશિ રહો મુકો પરણવાનિ આસ
કહ્યા વિના પરણું નહિ પલક ન રાખુ પાસ ૩૭૪
જો ગમે જગદંબને જો પ્રસંન હો ઈશ
તે તમ્યો પત્ર તેહેવો લખો જો બુજો બતરીસ ૩૭૫
તો તમ્યો ઉત્તાવલાં છેલ્લી સમસ્યા નામ
મોકલજો મહીમાથકી નહિતર તો ઠામેઠામ ૩૭૬

---

૩૭૧. ૩. વિ. પીઇ ન સકે ૩૭૧. ૫ વિ. કોયેસ બુડે બાધો જગત
૩૭૪. ૩. વિ. મહા કામ ના ન કયો લહી ૩૭૫. ૩. વિ. તના
૩૭૬. ૧. હ. કરો કામ ઉતાવળાં ૩૭૬. ૪. હ. નહિનર રહેજો ઠામ

લેખ લખી આપો હેતે માલણને તે હાથ્ય
તારી ગત્ય છેહે તું લેહ શોભા તારે સાથ્ય ૩૭૭

માલણે મન વિચારિયુ શી કરવી હવે પેર
આ તો આજ કેહે કામ્યની લખનારો તાહારે ઘેર ૩૭૮

પડશે એહવા દેઇશુ પ્રીત્યે આવી પાસ
સાણી કર કાગલ સોપીયો શૈયર તુજ 'શેવાસ ૩૭૯

વાંચો પત્ર તે પલકમાં અધિક ચાતુરિ ચેંન
તન મન ધન શીતલ થયું નેહે 'ઠરીયાં નેણ ૩૮૦

શાબાસ એ લખનારને પુરણ બુધ્ય પવિત્ર
ચતુરા ચેતિ ચીતમાં જેહેમા ચારુ ચરિત્ર ૩૮૧

માન્યની કહે માલણ સુણો સુણો શ્રીહઠ સરેણ
શ્રીપતિ કેરો રાય સપુત વર રૂડા વરેણ ૩૮૨

ચંદ્રસેન ચતુર ચીતે વીસ મહિનાની વાટ
એક રાત્ય એક દિવસમાં ઘડો એ કુણ ઘાટ ૩૮૩

કોણ લખો કુણ લાવિયો તંમ્યો મોકલો કુણ જ સાથ્ય
કૂણે તુજને આપીયો તે આપ્યો માહારે હાથ્ય ૩૮૪

સાચૂ બોલ્ય સલક્ષણી એહે અચંબો અઘ
અકલીત વાત એ કેમ કલુ તેહે વાલિ હઘ ૩૮૫

માલણ કહે સુણ માન્યનિ કૌતક વાત એ કેહેણ
છેક છાનિ એ વાત છે વંદ્દ તુજ આગલ વેણ ૩૮૬

બ્રાહ્મણ એક બ્રહ્મા સમા તેણે કિધું છે તપ
સાઠ લાખ શીવમંત્રનો જાપક કિધો છે જપ ૩૮૭

---

૩૭૯. ૨ હ. કહી ગઈ વનિતા પાસ ૩૭૯. ૩. હ. આગલ
૩૭૯. ૪. હ. સાબાશ ૩૮૭. ૧. હ. બ્રાહ્મણ એક છે પાસમાં
૩૮૭. ૪. હ. કર્યો છે તેણે જપ

પ્રભુ પરમેશ્વર પ્રસન થયા કહ્યું માગ વરદાન
ત્યારે તેણે માંગીયું નૌતમ વાત નિદાંન ૩૮૮

મહારાજ હૂં માગુ એટલુ ચીતમાં એહવુ ચાહું
એક દીવસ એક પોહોરમાં અડસડ તીરથ નાહું ૩૮૯

ગાંમ્ય જાંન નવ્ય પડે રેહેવુ ન પડે કઇ રાત્ય
રસોઈ ઘરમાં કરે સેવન માત ને તાત ૩૯૦

પચીસ કરોડ પ્રથવી અડસંઠ તીરથ માત્ર
પોહોર ચોકમાં પારખુ જોગ રુડો જે જાત્ર ૩૯૧

પરીબ્રંહ્મ તેને પ્રસંન થયા આપિ વિદ્યા એક
ગુણુસાગર જે ગોટકો વિદ્યામાં વિવેક ૩૯૨

કરિ પુજા કરમાં રખે પછે જાંહાં ચિત્તવો તાંહાં જાયે
મનવેગી મોટંમપણે પરવરે પલકામાંહે ૩૯૩

મારે મિત્રતા તેહ શું તનમનધંન જસ જાત્ય
મુજ આગલ તેણે કહૂ વેદવચનનિ વાત ૩૯૪

સમ દિધા તે સામટા કરવું નહિ પ્રકાશ
તારે કાજે મે તેહને વેગે તેડા પાસ ૩૯૫

પાગ્ય લાગી હૂં પ્રંણુમી હેતે જોડા હાથ
કાગલ ત્યાહા કામનો સોપ્યો મે તેહને હાથ ૩૯૬

શ્રીહઠ ન(ગ)ર સોહામંણુ ગામ નામ ને ઠામ
માંન દેઈ મે મોકલો કરી આવ્યો એ કામ ૩૯૭

ચંદ્રસેન્યના હાથમાં પ્રીત્યે આવ્યો પત્ર
પ્રીત્યે ઉત્તર એક પલકમાં તે વેલા લાવ્યો તત્ર ૩૯૮

---

૩૯૦. ૪. ઉ. મેવુ ૩૯૧. ૩. ઉ. પહોર એકમાં પરવરૂં ૩૯૪. ૧. વિ. માહારે મિત્રરિ ત્યેહેસ્ત ૩૯૮. ૪. ઉ. લખીને આપ્યો તત્ર

॥ છપ્પા ॥

રાણીને લાગી રઢ તન લાગો એ તાડો
ત્યે બ્રંહ્મને આહા લાવ્ય તેનું દરસન દેખાડો
એ તો કૌતક વાત કલજુગમાં કયમ હોયે
અડસઠ તીરથ એક દિવસ કરિ સકે નહી કોયે
સંમઝાવવા મુંને શાંણુપણુ ભલિ ભલિ વાતો ભાખિયો
સમસ્યા પુરનાર ત્યે પુરુષ રોખ તાહારે ઘેર રાખીયો ૩૯૯

ઘડી પળ સાંસો થાયે જીવ જરુરી જાયે
પરણુમસુ તારે પાવ્ય શિર મેલો કર માથે
મંદિર તાહારા માંહે દેવ પુરુષ તો દીસે
હું પ્રીછું સઘલિ પેર હેત્યે મારું મન હીસે
બીજી વાતો એ બુધ્યનિધિ મુજને સમઝાવાતણી
ચારે ચૌદ ખતરિશ બોહોતરી ભારે વિદ્યા તો હું ભણિ ૪૦૦

સિદ્ધ મુડાવે શીશ કરિ ઉઘાડી કાયા
ફરી માગવા ભીખ મેલિ નંહિ કોણે માયા
વર્ત્તિયા ધારક વ્યેષ લખંણુ લેશ ન લેહેતા
કાયામાં કચકોલ ફરે ધરમલાભ જ કેહેતા
વિશંભર ત્યેથી વેગલા જ્યાંસુધી મન ભામની ભજી
સાંમલ કેહે સીધ્ય કો સાચલો દભી દસ લાખેક દિઠડા ૪૦૧

---

૩૯૯. ૧૨. વિ રાણીને લાગી રાતડી ન લાગો એ તાડો
૪૦૦. ૧ વિ. ઘડી વર ૪૦૦. ૨. વિ. મેલો કર મુજ માથે
૪૦૧. ૧. ઉ. લાખે એક માયા તજી. ૪૦૧. ૩. વિ. વરતક ધંણેય વ્યેખ

સત્ય બોલે ત્યે સાધ તરુણી તજે તે ત્યાગી
જત્યે પાલે જે જોગ વીષયા તજે વેરાગિ
બ્રાંમણ જાંણે તે બ્રંહ્મ ધરમ પાલે તે ધાંની
ફકર તજે ત્યે ફકીર ગુણ ગ્રાહક તે ગાંની
વરત કરે તે વરતીયો શ્રીપાત સ્વાદ સમરથ્ય તજે બાધા
બાકી ધરમ હીણા બાપડા સામળ ભેખ તો નવ ભજે ૪૦૨

કેટલેક લીધા ભેખ ભટકા હીંડે ભુખે
કેટલેક લીધા ભેખ હેઠ હાકમને દૂખે
કેટલેક લીધા ભેખ રોગ રૌરવનિ ગરજે
કેટલેક લિધા ભેખ દુકાલ પડે કે કરજે
કેટલાએક માબાપે વેચીયા કોઈ તો નાશીને ગયા
સામલ કહે શી સીધાઈ તાહાં જે બાલાતકરે બાવા થયા ૪૦૩

॥ દોહો ॥

માલણ પ્રીત્યે માનની બોલી બાણત બોલ
મુજ આગલ જુઠ્ઠું જપે તેહે ની તારું તોલ ૪૦૪

કુણ ગુણી કુણ ગોટકો કુણ વરદાન એ મર્મ
ખરું કહે તું સાધવી ધારુ નંહી યે ધરમ ૪૦૫

સદ વિદ્યા જે સાચૂલી સાચો નહિ કો સીધ્ય
ભંમાવ્યે છે મુને ભાંમ્યનિ નોઉત્તમ વાતો નીધ્ય ૪૦૬

હસી ધસી સખી ત્યાંહાં હેતે જોડા હાથ
રાંણીયે તેડી રીઝમાં બાંહે ભરાવિ બાથ ૪૦૭

૪૦૨. ૨. હ. જીતેંદ્રિય તે જોગી. ૪૦૨. ૩. હ. બ્રહ્મ જાણે તે બ્રહ્મ.
૪૦૨. ૬. વિ. બાકી ધહેણા બાપડા ૪૦૩. ૫. કેટલાક કેંજરીણ જાતે રહ્યા.
૪૦૪. ૧. હ. પ્રત્યે. ૪૦૫. ૨. વિ. કૂણે વરદાન વિશંભરે ૪૦૫. ૩.
વિ. માં નથી. ૪૦૬. ૧. હ. સાચવી. ૪૦૭. ૩. વિ. રાજમાં

એકાકિ એકાંત્યમાં માલણને દીધાં માન્ય
સણગાર સોલેસોલ સોપીયા પ્રીત્યે આપ્યાં પાન ૪૦૮

॥ છપ્પો ॥

ઉપર જેહેનો હાથ તેને જસ મોહિમા ગાઝા
ઉપર જેહેનો હાથ તેને વશ રહિય(ત)ને રાજા
ઉપર જેહેનો હાથ ન કરે કો તેહનિ નંધા
ઉપર જેહેનો હાથ મીરઅમીરે તે વંધા
ઉપર હાથ તે અધિપતિ વશ વરત્યે દેવ દાંનવી
ભવ સર્વ સુધા સકલ તો કુણ માત્ર એ માનવી ૪૦૯

॥ ચોપાઈ ॥

કહે માલણ સાંભલ મુજ વાત સાચુ બોલે છે ઉતપાત
તાહારો માહારો કેહે તેહનાં જાણ વણ ખૂટે જોશે કો પ્રાણ ૪૧૦
તાત માત કેતાં મને કોપસો લજા કોયેકની લોપસો
રુઠે કે ત્રુઠે કો દેવ (રા)જન કોપે (જાશે) જીવ ૪૧૧
કાંમ્યની ચે દીધો છે કોલ બોલ્ય સુખે શંમા તે બોલ
તાહારિ તો હું દાઠી દાસ પ્રીત ધરીને રાખું પાસ. ૪૧૨
મારું વચન પાલું છે તહ્મે તાહારિ વેચાંણ અધિકી છું અંગ્યે
ઉચ નિચ રાજા કે શંક તેહમાં તે શો તાહારો વાંક ૪૧૩
તાહારુ નાંમ લેવા દેઉ અહ્મો તેહનિ પ્રતીજ્ઞા સાંભલો તહ્મો
ગર્ભપાત જે વિધવા કરે મુકી થાંપંણ જે કો હરે ૪૧૪
ચોરે સોનુ તલ કપાસ જે કો આસા કરે નીરાસ
વેવીશાલ કરાવ્યે ફોક સારા કામમાં પાડે શોક ૪૧૫

---

૪૦૯. ૨. હ. વશ રહે તેને રાજા ૪૦૯. ૪. વિ. માં નથી.
૪૦૯. ૬. હ. કવિ સામળ સર્વ શરણે રહે ૪૧૦. ૪. વિ. પડસે પાપ અપુટે માણ. ૪૧૨. ૪. વિ. પ્રતી

નાત્ય જંમાડતા કરે નકાર અતોલ ધરે ધોરી પર ભાર
ગોચર ગાંમ દહનં જે કરે આપઘાત કરીને મરે ૪૧૬
પીત્રી શ્રાદ્ધ જેથી નવ થાયે રહીયતને લુટે જે રાય
પેટ કારણ કરે પાખંડ વણ વાંકે દેવરાવે દંડ ૪૧૭
અધિકિ વાત કરે આડિયો પાડોશીની ખાય ચાડિયો
તલ મૌહુડાં રાખે ચોમાસ વૃધ અપંગનું કરે જેય હાસ્ય ૪૧૮
ગોત્રગમન કુટંબે કલેશ દેહેવટ વાટ કરે જે દેશ
નવાણ પુરાવે પાડે ઘાટ વગડે જે લેવરાવે વાટ ૪૧૯
સાસરવાસણિ લૂંટે જેહે બ્રંહ્માનંદા નિત્ય તેહ
વેચે પુસ્તક વેચે ગાય એક મૂકી બીજાને જાય ૪૨૦
માતપિતાનો વચનનો લોપ ધેનુ બ્રાહ્મણ ઉપર આણે કોપ
ગ્રહણ સંમે જે દાંન જ લિયે મદ્યપાનવીણ સમઝે પીયે ૪૨૧
અભખી ભક્ષ આમીષનો આહાર વેદ મારગ તજ્યે વ્યેહેવાર
તેહવાં પાતિક માથે લેઉં જો આંચ આવવા તુંજને દેઉ ૪૨૨
એકે વાતે કરું નહી ક્રોધ પ્રેમદાયે દિધા પ્રતિબોધ ૪૨૩

॥ દોહો ॥

માલણ કહે શુણ માનની શ્રી હઠ દેસ સરેણ
શ્રીવંત શ્રીપત્ય રાયનો વીશ્વમાંહે વરેણ ૪૨૪
ચંદ્રસેન નર ચતુર છે પુત્ર સપુત્ર સરદાર
ભાગ્યસાલી ભરપુર ત્યે અપરંમપાર અપાર ૪૨૫
એકાકી એક મીત્ર શું જાતરા કારણ જાણ
આવ્યો ગામ એક આપણે તોલ ઘંણુંથી તાણ ૪૨૬
દાણાંપાણી સંચા થકે પુરણ પ્રીત્યે પેર
પુરવ જનમ સંચા થકે ગુણવંત આવ્યો ઘેર ૪૨૭

૪૧૬. ૪. ચિ. કરિને મરણ.

તે દિવસ તહ્મ્યો ગયાં પુજા કરવા કાંમ
નરખી નરે તમ્યો નેહથી બેઠો તો એ ઠાંમ્ય ૪૨૮

મોહોબાંણ્ વાગુ મહિપતી કરતો તો આત્મઘાત
સંમ દિધા મે સહસ્રધા કેહિ વિતગનિ વાત ૪૨૯

પછે લેખ એણે લખો શીવને મૂકો શીસ
પ્રસંન તુજ ઉપર થયા એહિ ઉમયાપત્ય ઈશ ૪૩૦

તારપછિ જે નિપનુ પુરણ જાંણો છો પેર
સપુત પુત શ્રીપત્યતંણો તે તો છે માહારે ઘેર ૪૩૧

રીઝોં કે ખીજો તમ્યો એ તો આડો આંક
સૂખ હોયે તો શીરપાવ દો દૂખે વાઢો નાક ૪૩૨

કામાતુર થૈ કામ્યની વાગુ વૃહેનુ બાણુ
એક વાત ન ઉકલે પરવશ પડચો પ્રાણુ ૪૩૩

કેમ કહું મારા તાતને કેમ જાઉ માલણને ઘેર
કેમ તેડુ મંદિર માહેરે સુઝે નહિ એકે પેર ૪૩૪

કેમ જણાવું કો દાસિને કદાપિ જાંણે લોક
રંગમાં ભંગ પડે ઘણો સુખમાં થાયે સોક ૪૩૫

માલણને કહે માનની દરસન તેહનુ દેખાડ
પલક થયે પચાસ ભવ રુદયા સાથે રાડ ૪૨૬

સાંમ દામ બે લેહો કરો મેલો કર તુ માત
એકેક ઘડી એકેક કલપ છે વારું કહું છું વાત ૪૩૭

ચોકી છે ચારે ગમાં બેસે દાસીયો બેલ
પર પુરુષ્ય પર ગામનો મલે નહી એકે મેલ ૪૩૮

જાણુ પાયે જો રાવલ્યે વીપરિત્યથી યે દીસ
આવનારનુ તેડનારનુ નીશ્ચે છેદે શીસ ૪૩૯

૪૩૮. ૨. હ. બેસે દાસી મે'લ. ૪૩૯. ૧. હ. જાણુ થાય.

વાત કહિયે જો તાતને કેહીયે ગાંમ ને ઠાંમ
કો આ વાત માને નહી ચન્દ્રસેનનુ નાંમ ૪૪૦

॥ ચોપાઈ ॥

માલણ કેહે સાંભલ રે માત ઝાઝી શાને કરવી વાત
એક વાત ઉકલે છે મુને કર જોડીયે જો ગમે તુને ૪૪૧

તે નરને કરું હું નાર પહેરાવું સોલ સણુગાર
આપુ છાબ તેહના હાથમાં તેડિ લાવું સહીઅર સાથમાં ૪૪૨

કહું પુત્રી એ પેટજણી ઈછા તમ મલવાની ઘણી
એમ કહિ લાવૂં તમ પાસ દેખે સર્વ ડાહિ જે દાસ ૪૪૩

એ તો વાત કેમ્યે નવ થાય ચેતે રાણી કે ચેતે રાય. ૪૪૪

॥ છપ્પો ॥

કામીને નહી લાજ કામીને સત્ય ન સૂઝે
કામી ન કરે કાજ કામી પ્રભુ નવ્ય પૂજે
કામીને નહિ સર્મ ધરમ ધ્યાન નવ ધારે
કાંસીને નહિ ગ્નાંન કાંમી હોડે રે હારે
કાંમી આંખે દેખે નહી ન દેખે દીન કે જામની
સાંમલ કેહ સુજ પડે નહી કામાતુર જે કામની ૪૪૫

છાંનો ન રહે ચોર છાની ન રહે કરી ચાડી
છાનુ ન રહે જ પાપ છાંનુ ન રહે અકલ કેલાવ્યે આડી
છાંનો ન રહે હમેલ છાંની ન રહે પડી જે રેહેણી
છાંનો ન રહે પ્રભાત ન રહે કીરત કેહેણી

૪૪૩. ૧. હ. કરું પુત્રી એ પેટ જ તણી. ૪૪૪. ૨. હ. નવ ચેતે રાણી કે રાય. ૪૪૫. ૬. વિ. કામાતુર કે કામીને. ૪૪૬. ૩. વિ. ન રહે મેહેલ.

છાંનિ ન રહે વિદ્યાભણી ખુશબો છાંની ન રહે
પ્રીત છાંની પરનાર સૂ ન રહે તે કવી સાંમલ કહે ૪૪૬

॥ ચોપાઈ ॥

પુઠલની તો ન વીચારી પેર ગુણવંતિ માલણ આવી ઘેર
સ્વાંમી સાંજનો કરો વાયદો કોય ન જાણે ચેવો કાયદો ૪૪૭

રાણી આગ(લ) વાત જ થઇ તે ચંદ્રસેન આગ(ળ) જઈકહી
હું કહૂ તે કરવુ છે કાજ સંધ્યાસમે જાવુ છે આજ ૪૪૮

બંધવ કહે સાંભલ રે બેન એ તો વાત અણઘટતિ ચેન
જાર જોરાળા થઈને જવું નર ફીટીને નારી થવુ ૪૪૯

પેહેરવી કાંચલી તજવી પાઘ એ તો ડાહા પુરુસને ડાઘ
કોડ વીસા કામ યે કરવું નથી એ નારીનું કારજ નથી ૪૫૦

ભરાયે મુખ મૂછો ધૂલીયે એનો તાત તો દે સુલીયે
કુંણ ઓલખે એ કો બેટડો છેક છોછો પડુ હેઠડો ૪૫૧

લજાવું માહારાં માબાપ વણમોતે મરૂં હૂં આપ
જરૂર જાતરા માહારી જાવૂં ઇશ્વરનો ઓશીંકલ થાવુ ૪૫૨

માલણ કહે જાવૂ તુ તર્ત હવે થાય રાંણીનુ મૃત
તે હત્યા બેસે તમ શીસ કોપે શ્રીઉમયાપત્ય ઈશ ૪૫૩

સ્રીહત્યા પાતકથી બિયો એથી અધર્મ અન્ય તે કિયો
વચ(ન) માહારું જાયે એથી બીજો કોણ અંન્યાયે ૪૫૪

૪૪૬. ૫. વિ. કસઓઈ છાની ન રહે. ૪૪૯. ૩. વિ. જાર જોર થઈને જને જવું. ૪૫૦. ૩. હ. કોડ વશા નવ કરવું કથી. ૪૫૩. ૨. વિ. તે વેલાં રાણીનુ મૃત. ૪૫૪. ૧. હ. સ્રીહત્યા થકી નવ બિયો. ૪૫૪. ૨. હ. મુખ બોલ્યું વચન જે જાય, એથી બીજો કયો અન્યાય.

લખ્યા લેખ કોના નવ્ય મટે   જવ ભારવધે નહી તલ નવ્ય ઘટે
કાચુ મન કાયરનાં કાંમ   તાહારુ મર્દ મૂછાલો નામ ૪૫૫

પુછિને જુયો પ્રધાન   તે પણ સૂર સાંમદ સાવધાંન
તેને રુડી સીખ્યા દિધ   જાઓ રાતે કરો ને સિધ્ય ૪૫૬

કહ્યું માલણે તેંમ એ કર્યું   પ્રેમદાનુ પાગરણુ અંગ ધર્યું
વનીતા વેશ ધરો વરવ્યેષ   ગુંથા શીસતણા તે કેશ ૪૫૭

નીરમલ નાકે તો પેહેરી નંથ   મોહંની રુપ થયો મનમંથ
કંકણુ ચૂડો કોટે હાર   અધીક રૂપ તે અપરંપાર ૪૫૮

સોભાવીને તેડો સાધ્ય   છાબ ફૂલની આપી હાથ્ય
રમઝમ કરતી ચાલાં બેહે   નર નારીને અધકો નેહ ૪૫૯

પ્રતીહાર રહ્યો રક્ષાકારણે   બેઠો તે બોલે બારણે
કામ્યની તારિ સાથે કૂણ   અવનવું કૌતક દીઠું ઓણ ૪૬૦

એ તો મલવા આવિ મુજ બેન્ય   તે રાણી પાસે આવે છે એન
કેહે પોલિયો પ્રીછ્‌ અહ્યો   કાંયેક કપટ કિધુ છે તમ્યો ૪૬૧

મર્દની આંખ ને મર્દના પાગ   નથી જુઠ બોલ્યાનો લાગ
મર્દની ચાલ મર્દના ચર્ણ   વેષ ધરો વનીતાનો વર્ણ ૪૬૨

અનરથ થાશે ચેણે દીસ   સામા તારું છેદાશે શિસ
આગલથી ચેતાવ્યુ અહ્યમ્યો   તમારું કરુ ભોગવસો તમ્યો ૪૬૩

કાયેંક રાજબીજ રુડો છે રાંક   કાં મારે એને વણવાંક
અમૂલક એક વિંટી હાથમાં   આપી પ્રતીહાર તણા સાથમાં ૪૬૪

૪૫૬ ૨. ૯. તે પણ થરો સામદવાન.

॥ છપ્પો ॥

જર છે સૌનો જીવ જર લે મહાસુખ માણી
જર (કરે) પરાણે પ્રીત રંક રાજાનિ રાણી
જરવસ બાધું જગત જરવશ જુવતી થાય
જર આગલ કર જોડી કા રંક કાં રાયો
અલખત ઈંદ્રાસન લીયે અલખત જુગત્ત સર્વ જોગવે
ધંન જોરે ધરતિ પ્રીતિ સાંમલ ભારે સુખ ભોગવે ૪૬૫

॥ ચોપાઈ ॥

પ્રતી(હા)ર મિઠૂ બોલ્યો સુખે જાઓ પધારો સાંમા સુખે
દાસી દસ મોટમ માતની દસ દાસી તાતી તાતની ૪૬૬
સોં દાસી પોતાની પાસ વૈભવ અધિકો તેહેને વાસ
માલણ પામી અવ્વકૂં માન્ય 'ખાંન પાંન પ્રીત્યેથી પાન ૪૬૭
જુવતીને સૌહુ જોઈ રહ્યાં કાલા ઘેલાં રાણી થયા
રામાનુ તો નોહે રુપ ભોગી માંણસ ભારે ભૂપ ૪૬૮
એકાંત રાણીને તેડી ગયાં દાસી માલણ બાહારે રહ્યાં
સુખસાગર બાધો લુંટીયો અમૃતઘન અધકો ઉઠીયો ૪૬૯
બતરીસ લક્ષણ બોહો ગુણ બેહે નરનારીને અધકો નેહ
સમસ્યા બતરીસી તણી પ્રતી ઉત્તર પામી અતીઘણી ૪૭૦
ચેતાવું હું માહારો તાત સોપું વાત જે માહારી માત
ચંદ્રસેન્ય વરને હૂં વરુ કોડે કારજ રુડાં કરું ૪૭૧
મંડપ રચાવું રુડિ પેર ઘણે હેતથી રાખું ઘેર ૪૭૨

---

૪૬૫. ૧. વિ. માં નથી. ૪૬૫. ૪. હ. રહે મોટા ઋષિ રાયે
૪૬૫. ૫. હ. જર જંગલમાં મંગળ કરે, જુગતી સર્વે જોગવે ૪૬૫. ૬. હ. સામળ કહે ધનથી ધનપતિ ભારે સુખ તે ભોગવે ૪૬૬. ૨. વિ. મુખે.

॥ દોહો ॥

ચન્દ્રસેન્ય ચંચલમતી બોલો વીધવીધ વાત
શીદ ચેતાવો રાયને શીદ ચેતાવો માત ૪૭૩

માહારે જાતરા દીવસ દસ પંદર એકવીસ
સેતુબંધ રામેશ્વરે પુજૂ ઉમયાપત્ય ઈશ ૪૭૪

વિષ્ણુકાંચી શીવકાંચીયે સર્ગતણી યે સાથ
બાકિ છે બીજી જાતરા ઓરીસા જગનાથ ૪૭૫

અડસઠ તિરથ પુરણ કરું થાશે એક. જ માસ
વ(ળ)તો આવું આ ગામમાં પ્રીત તમારે પાસ ૪૭૬

એક મહિનો તમે શૂ કહો એક પલક ન જાયે
દેહેમાં જીવ રહે નહી બીજોગ તહ્મારો થાયે ૪૭૭

હાવમાં કટાક્ષમાં માર્યા મોહોનાં બાંણુ
એક એક માંહે ગલી ગયાં પરવશ પડીયો પ્રાણુ ૪૭૮

॥ છપ્પા ॥

પતાસૂં પાંણી માંહ તેહે ગલી ગયું તર્ત
ઘણી અગનની આંચ ઘણૂ ઉકલીયૂં ઘૂ(ઘૃ)ત

જેમ વેલુને વાર જેમ મહીતલને મેહ
ગલી ગયાં ગુણગ્રામ થીરતા ન રહી દેહે

ગંધ્ર્વ વિવા ગુણનિધી તે વેલા તેણી ઘડી
હૈડું હાથ રહ્યું નહી હીરો કુંદન રહ્યા જડી ૪૭૯

---

૪૭૩. ૧. ઉ. ચંચલ અતિ. ૪૭૪. ૧. ઉ. મારે જાવું જાતરા દિવસ રહ્યા એકવીશ. ૪૭૫. ૪. વિ. ઓડીસો જગનાથ.

૪૭૮. ૧. ઉ. હાવભાવ કટાક્ષમાં.

નારી દેખી નર લાખ ભૂલવાઈ કઈ ભટકયા
જોગીયે મુકયા જોગ સુખ સઘલાંથી સટકયા
સીધ્યે તજી (સિ)ધાઈ બ્રંહ્મચારી કે ભમીયા
પંડીત તજી પુરાંણ રાંમા દેખી યે રમીઆ
વૃત્ત મુકયાં કેં વરત્તીયે વગોયો વેશ વેરાગીયે
શ્રીસુખમાં સમી ગયા તરુણ તજી તાગીયે ૪૮૦

પશુ ચરે છે તરણ રણમાં હીડે છે રમતાં
નરનારિની જોડ લોવનમાં વનમાં ભંમતા
ઉડે પંખી આકાશ તે જુગતી જન જોડુ
કાં ઉચ કાં નીચ કાં ગધૂં કાં ઘોડૂં
સુર અસૂર નગ નાગ નંદ કાં દેવ ને કાં દાનવી
મર્દ રદ કરા મેહેરીયે તો કુણ માત્રમાં માનવી ૪૮૧

॥ ચોપાઈ ॥

ભાવતો કીધો છે લોગ સ્રી પુરુષ્યનો થાયે સંજોગ
માહા સુખસાગરના નેટ રહ્યો ગર્ભ પ્રમાદને પેટ ૪૮૨
ચતુરશી માલણ સમઝી સર્વ ઘણોક મુકયો મનનો ગર્વ
સ્રી બોલી સ્વામીને સાથ્ય હેત ઘણેથી જોડા હાથ્ય ૪૮૩
હૂં વેચાણવસ થૈ તીહારી કુંણ વલે થાશે માહારી
તમ્યો કરો જાવાની વાત મારે કરવી આત્માઘાત ૪૮૪
લોલે દાડા કેમ લેઈશૂં જબાપ લોકને શો દેઈશૂં
દિન દિ(ન) પ્રત્યે મોટૂં થાયે એ વાતે સો કરવો ઉપાયે ૪૮૫

૪૮૦. ૧. વિ. બોલવાંણ.
૪૮૦. ૫. ૬. હ. વળી વગોવ્યો વેષ વેરાગીએ, સ્રીના સુખમાં શમી ત્યમ તરૂણી તજી નહિ ત્યાગીએ, સામળ સ્રીને વશ થયા.
૪૮૧. ૬. હ. સામળ રદ કર્યા એ મેરિયે.

કલંક માહારે માથે ચઢે    વણમોતે તો મરવું પડે
હવે જાતરા નવ્ય જવાયે    ઉદપાત અંનરથ અધકો થાયે    ૪૮૬
માલણ કહે લાગે છે વાર    વાંણે વલતો કરજો વિચાર
વિસ દિવસનો કર્યો વાયદો    કો'યે ન જાંણે યે તો કાયદો    ૪૮૭
પાંચ કરોડ પ્રતિજ્ઞા કરી    ગંધ્રુવ વિવાયે રાંણિ વરી
સાત કરોડેક બાધા સંમ    કામની હું ન આવું કેંમ    ૪૮૮
અરસપરસ રચી યે પેર મંહીપત્યઆ(વ્યો)માલાંણને ઘેર
વજીરને તો તેડો સાથ્ય    લીધી માતરા હેતે હાથ્ય    ૪૮૯
કુઅર ચાલ્યા જાતરા કારણે    બુધ્યનીધાંન સુકિ બારણે
તે વેલા તે ઘડિયે તર્ત    પોતે લખી આપ્યો એક પત્ર    ૪૯૦
લખીતંગ પોતાનું નાંમ    શ્રી હઠ દેશ ગુણવંતું ગાંમ
શ્રીપતરાયજી કેરો તંન    અડપઠ તીરથ ઉપર મંન    ૪૯૧
કણુલ જાતરાને કારણે    બે જંણ નીકલીયા બારણે
ફરતાં ફરતાં નગર નિવેશ    આવા શ્રી મેહેલાંણે દેશ    ૪૯૨
શ્રીવંતશંગરાજારાજ જ કરે    આંણુ ધરમ કરતી ફરે
ઉત્તરા અમ્યો માલણને વાસ    તેજપુંજ દીઠું પ્રકાશ    ૪૯૩
ચંદ્રાવતી તે નરખીયાં    પ્રેમદાનાં કારણ પરખીયાં
કાગલ મુકયો શીવને શીસ    લખી સમસ્યા બુધ્યબતરીસ    ૪૯૪
તે સમસ્યા પુરણ કરી    સંતોષી તેણે સુંદરી
વલતી લખી મે વિસ ને બાર    તેનો ઉત્તર ન લખ્યો નાર    ૪૯૫
લખ્યા લેખ દાંણાપાણીયે    રીઝયકિ તેડો રાણીયે
વૈશાખ શુધ તૃતીયાને દીન    મલાં એકઠાં માંન્યું મંન    ૪૯૬

૪૮૬. ક. ૪. ઉ. ઉદપાત અનર્થ અદકો થાય, જીવ વણ મૂરે મારો જાય.
૪૯૩. ૨. ઉ. આંણુ ધરમ માર્ગની ફરે.   ૪૯૫ ૪. વિ. તેહનો (ઉ)તર નર લખ્યો નાર.

ગંધરવ વીવા (નિ)સ્ચે કરી ચંદ્રસેન ચંદ્રાવતી વરી
નેહે સાગરમાં નાંહાંયાં નેટ પુરણ ગર્ભ છે પ્રેમદા પેટ. ૪૯૭
કાંઈ બીજો નથી કાયદો વિસ દિવસનો કર્યો છે વાયદો
મે મારી લીધી છે માતરા જરૂર હું ગયો છું જાતરા ૪૯૮
એ સાચું છે આડે આંક નથી બીજા કોનો તો વાંક
આપ્યો પત્ર માલણને હાથ્ય ચાલ્યો રાય વજીરને સાથ્ય ૪૯૯
તાહારા મંદીરમાં થાપજ્યો કષ્ટ પડે તો રાયને આપજો
દિન પુંઠે તો દિન વહી જાયે વલૂ(લ)તિ તેહની સી ગત્ય થાયે ૫૦૦
સમઝો પોલિયો સમઝી દાસે પુરુષકો તેડયો તો પાસે
એક ઘડી રહ્યાં તા એકાંત્ય ભાંગી તહી તેહની કોહોને ભ્રાંત ૫૦૧

॥ દોહો ॥

જસવંત ગયો છે જાતરા દારુણ દક્ષણ દેશ
સમુદ્ર ત્રઠ શીવકાંચી ચે પુરમાં કરો પ્રવેશ ૫૦૨
આદર કરવા અંનપાણિથી ભરું નવાંણે નીર
એટલે તે નગરીતણો વાટે મલો વજીર ૫૦૩
કુંઅર દીઠો કંદર્પ સમો સુભ વરસામાં સોલ
ચંદ્ર ચંદ્ર સરીખડો ઝલકે દીવ્ય કપોલ ૫૦૪
કૂંણ છે રે તુ કયાહાં રહે છે મન હરખે વે (વા)શોક
જુઠો બોલ જો કોહો સુને તો તીર્થવર્ત તે ફોક ૫૦૫
બ્રહ્મહત્યા ગોવધ તુને એ તો આડો આંક
જાત્ય ભાત્ય કે ઉચ નીચ છે રાયો કે રાંક ૫૦૬
કર જોડીને કુઅર કેહ્યું શ્રીહઠ દેશગુણ ગાંમ
શ્રીપત્ય રાયનો બેટડો ચંદ્રસેન્ય નીજ નામ ૫૦૭

---

૫૦૧. ૪. હ. ન ભાગી તેની કોને બ્રાંત.

જાતરા કારણ કાંમમાં દાંણો પાણી દીસ
સેતુબંધ રામેશ્વરે જાઉ જોવા ઈશ ૫૦૮

॥ ચોપાઈ ॥

એમ વચન કહ્યું જેટલે તે વજીર ચેતો તેટલે
પકડી લીધો પલકમાંહ રાજ સમીપે તેડો તાંહાયે ૫૦૯

શ્રીપત્યરાયે નાશી છૂટીયો એહનો પીતા તો રલીયાત્ય થયો
પ્રધાંન પુત્ર તાં માહારો ગયો એનો પીતા તો રાડો થયો ૫૧૦

અમે જાતાં તા શ્રીરણછોડ વલા પાછા ને પોતાં કોડ
ભંગાણુ પાડુ હુ સંધા સાથમાં તે હુ આવ્યો છે હાથમાં ૫૧૧

તારો (તા)ત તો આવ્યો મૂલીયે તુજને દેશૂ અહ્રો સૂલીયે
કારાગ્રહમાં દીધો તર્ત માથે તેને આલ્યું મૃત ૫૧૨

પડો દુખ સાગરનિ મોટ સવાપાસેર માગ્યે નિત્ય લોટ
રાયે પ્રધાન કારાગ્રહ કીધ્ય તેહેનિ ખબર કોણે નવ લિધ્ય ૫૧૩

એમ કરતાં વીતા ખટ માસ એક વાતની (ન) પોતી આસ
રાજા પડયો કારાગ્રહ રુયે જુ(વ)તી બેઠી વાટ જ જુયે ૫૧૪

॥ દોહો ॥

દૈવગત્ય અનેરડી કલીયેં ન સકે કોયે
આરમાં અ(મ)થાં રહે અણુ આરંભ્યાં હોયે ૫૧૫

---

૫૧૦. ૪. વિ. ૩-૪ની વચમાં એક બીજી વધારાની પંક્તિ આ પ્રમાણે: આપણુ તો નાશી છૂટીયો. ૫૧૦. ૪. વિ. પછી એક બીજી પંક્તિ ઉપરની ત્રીજું ચરણ પુનરાવર્તન રૂપે: પ્રધાનપુત્ર તો માહારો ગયો.
૫૧૧. ૩. હ. સંગ સાથમાં

॥ છપ્પો ॥

જલને સ્થાનક સ્થલ   સ્થલને સ્થાંનક જલ થાયે
રંક જ પામે રાજ્ય   રાજાજી રંક જ થાયે
નિરધન પામે ધંન   ધંનવંતા નિરધન થાયે
વંધ્યા પામે પુત્ર   પુત્રવંતિ નીરસુખ જાયે
ઉલટસુલટ યેમ અતિ ઘણું હરખ શોક શોભીત સદા
લખ્યા લેખ લીલાટ મહ સામલ કહે તે ન ટલે કદા ૫૧૬

॥ ચોપાઈ ॥

એ તો વાત આંહાંથી રહી   ચંદ્રાવતીનિ શી ગત્ય થઈ
અંતરમાં અધિકો ઉચાટ   વનીતા નિત્ય જુવે છે વાટ ૫૧૭
આ(જ)કાલ કરતાં (દિન) જાય છે ખાધા જુગ એમ વહી જાય છે ૫૧૮

॥ છપ્પો ॥

વાણું સાંજ સવાર   સંધ્યા મધ્યાંન મધ્ય રાતે
ઘડી પલક ને પોહોર   આજકાલ પરમ પરભાતે
રવિ સોમ શનિવાર   ત્રીજ તેરશ ત્રોહોવેલા
શરદ શશી વસંત   લોવન લોવન એ લેલાં
છે આદ્ય મધ્ય ને અંત કોઈ સુદ વ્યદમાં સરવ સમાયે છે
સામલ અમર આશા અધિક જુગ ખાધા વહી જાય છે ૫૧૯

॥ ચોપાઈ ॥

પ્રેમદા પુરણ દુખમાં પડી   ઘણુક ઝુરે ઘડી યે ઘડી
વાયદો વીસ દિનનો ગયો   ઘણોક શોક સામાને થયો ૫૨૦
થયો એક માસા ડાઢા બેત્રંણુ   ચતુરાના નવ્ય ચાલે ચણું
તેડિ માલણુ પુછી વાત   અધિકો થાયે એ તો ઉતપાત ૫૨૧

૫૧૯. ૩. હ. કો વેળા. ૫૧૯. ૫. વિ. આદ્ય ક્ત અંતે કાલી.

પંડ પ્રાંણ હણ્યે તજવું પડુ    કલંક ચાર કરોડાં ચડુ
કાલ્ય રાત્યે કરસૂં એ કામ    છેલો જુહાર લેજો રામરામ  ૫૨૨
કોને પુછે કોહીને કેહેવાય    કૂપનિ છાયા કૂપમાં સમાય  ૫૨૩

॥ છપ્પા ॥

માલંણ કેહે સૂણ માત    વાત મનાં ઘર માહારી
સ્રીહત્યા સેહે સાત    ત્યજ્યે જો કાયા તારી
ઘડી એકમાં શૂ થાયે    ઈશ્વિર કષ્ટ તો કાપ્યે
કાલ આવશે કંથ    પ્રભુતંણે    પ્રતાપ્યે
(કર્મ) અધર્મ તો નથી આચરું    ધર્મ ધારુ છે તે તરે
ધીરજ દેઈ માલણ ગઈ    શો ઉપાય એહેનો કરે  ૫૨૪

પ્રમદાને પંડ રોગ    શોક ઘણેથી સાધો
ઉદરે ગર્ભ અતીસ    વાઉવત વેગે વાધો
વાધા ઉર અંકોર    નેહેથી વાધાં નેહણાં
ગલસ્થલ ગુંજ્યગ્રામ    વપરીત વદયા વેણાં
બાલક ફિટી બાધુર થૈ    નારી ફીટિ થઇ નાયકા
છોકર ફીટિ ધૈ છેલડિ    સાંમલ લખણ ગુણં લાયેકા  ૫૨૫

અટે કેલને નીર    નિત્ય નીહપલવ દિસે
વસંત વાયુ વાયે    અંબવન હેતે હિસે
સરદ સકલ વનરાયે    ભાર અઢારે ભાસે
કુલ સૂગંધ ફલવૃક્ષ    પુરણ પરીમલ વાસે
વરષા વરષે વસુધા વિશે    ઓપ્યે અવની અગાવતી
પુરુપ સંગ તમ પ્રેગદા    સામલ ગુણ પ્રભાવતી  ૫૨૬

૫૨૪. ૩. વિ. ઈશ્વર હરતાં આપ્યે. ૫૨૪. ૫. દ. ધર્મ ધાર્યું છે તે ઉરે.
૫૨૫. ૧. દ. શોક ઘણેથી સાધ્યો. ૫૨૬. ૬. દ. સોહે ગર્ભાવતી

॥ ચોપાઈ ॥

એક દિવસ પોતાનિ માત    આવી કાંયેક કરવા વાત
માતાને પુત્રી જૈ મલિ    ભાવે સાકર પેયમાં જૈ ભલિ ૫૨૭
રુડો દીઠો રામાનો રંગ    અતીસે ફૂલૂં દીઠૂ અંગ
દેહ દુખે દીસે દામણિ    જાણે કુણુ કાય(૨) કામ્યની ૫૨૮
ખરી નીશે માતની થઈ    એકાંત્ય સ્થાનક તેડી ગઈ
પેર પ્રીતથી પુછી વાત    આવડો કાંહાં કીધો ઉત્પાત ૫૨૯
તારો ઇષ્ટ તે તુજને ફલો    માનની તુને માંટી કૂંણુ મલો
પાહાંણુ પુત્રી પડી તુ પેટ    તાહારા ડાંહાપણુમાં ઉઠી વેઠ ૫૩૦
બાલ રુપ તરુણી તાહેરૂ    તે તો કૂલ બોલ્યુ માહેરું
બાલ ડાહાપણુ બાલ તુજ ટેવ    બાલ તાહારી સદ્ગુરુનિ શેવ ૫૩૧
બાલ તાહારી પ્રતીજ્ઞા પુર    બાલ નરમાસ ત્યે તારુ નુર
બાલ તાહારો એ રુડો રંગ    બાલ તાહારી સહીયરનો સંગ ૫૩૨
બાલ તાહારુ શુરુઆપણુ ગાંન    બાલ તારો મોટમ જે માંન્ય
ધીકાર ત્યે જે ધારો ધર્મ    ધીકાર તું તાહારા કર્મ ૫૩૩
ધીકાર સાખી સમસ્યા સર્વ    ધીકાર ગુણુ પ્રાહીક ગર્વ
રાજા ઘાત કરે તાહેરી    તે કૂંખ લજવી છે માંહેરી ૫૩૪
કાંમની તે કીધો છે કેહેર    પડ કૂપમાં કે ખાયે ઝેહેર
કટાર માર તું તાહારી કુખ    શૂં દેખાડે છે તુ મુખ ૫૩૫
કુડુ સે કિધૂ છે કાંમ    પ્રથમ કેહે ત્યે નરનું નાંમ
કૂંણુ મેલવા ને કંમ મલો    કયમ તુજ સાથે ચિતથી ચલો ૫૩૬
તે આવો કે તું તાહાં ગઈ    તુ તેને વસ કયમ થૈ
વપરીત વાટ વિકટ વાસીયે    દિઠો નહી કોયે દાસીયે ૫૩૭

---

૫૩૧. ૪. હૈ. બાલ્ય તારી શિવજીની સેવ.    ૫૩૩. ૪. વિ. ધર્મ
૫૩૬. ૨. હૈ. નરતુ

જેમ થયું તેમ સાચુ બોલ્ય    તારા મનનો પરદો ખોલ
રાજાજીને થાશે જાણ    પલક એકમાં લેસે પ્રાંણ ૫૩૮
બસેં દાસીને સૂલીયે દિયે    બાપ તારા પાપે નહિ બીયે
સાચે સિદ્ધિ જૂઠે જાન્ય    માતા કહે સુજઆગલ માન્ય ૫૩૯
નીચું જોઈ રહી તે નાર    આખ્યે આંસુની ચાલી ધાર
એકે વાતે સૂઝ ન પડી    અણબોલી રહી એક ઘડી ૫૪૦
નીચું જોઈ ભોમી ખણે    મેહેણાટોંણાં શ્રવણે સુણે
ચડી માતને અધકી રીસ    મારી ઠોટ માથે દસ વીસ ૫૪૧
તારે પાપે આવ્યુ તુજ મૃત    એમ કહીને ઉઠી તતં
લેશમાત્ર ગણિ નહી લાજ    એકાંત્ય તેડાવ્યો તે રાજ્ય ૫૪૨
દીઠી તેટલી વાણિ કહી    જેહે કહી ખબર કુઅરીની થઈ
આપણ કૂલજસ ઘાલો હેઠ    ગ્રભ રહ્યો પાપણીને પેટ ૫૪૩
પુછી જોવા મારો પાર    એણીયે મુખ ન કર્યો ઉચાર
કૂણે શીખવ્યુ કુણ લાવીયો    કોણ મરદ મોહોલે આવીયો ૫૪૪
ખબર તેહનિ તો રાજાજી લ્યો    એ કુઅરીને સૂલીયે ઘો ૫૪૫

॥ દોહો ॥

ચાતુર નર ચિત્તમાં ચેતીયો    સુણિ વનીતાની વાત
માન્યની મુકી મોહોલમાં    વર્ત્યો અતી ઉતપાત ૫૪૬
વગર વીચારી વારત    સહસા ન કરું ઘાત
લખુ હશે તેહેવું થશે    જોઉ વિચ્ચારી વાત ૫૪૭
પ્રધાન તેડો પ્રીત્યથી    બેઠાં બે એકાંત્ય
અથ ઇતિ માંડી કહી    ભાગી મનની ભ્રાંત્ય ૫૪૮
કરવું શૂ ઘટે એહનુ    જાહેર વાત ન થાએ
એ પુત્રી છે પેટની    અધીકો છે અન્યાએ ૫૪૯

પ્રધાન તેડા પોલીયો પડપુછ કરી બોહો પેર
કુંણ આવ્યુ ને કુણ ગયુ ગુણવંતીને ઘેર ૫૫૦
છેદશે શીશ તાહારુ તર્ત્ત બુધ્યથી સાચું બોલ
જો જીવ્યાની ખપ કરે તો પરહો મનનો ખોલ ૫૫૧
પ્રતીહાર કેહે પ્રધાન સૂણુ હેતે જોડા હાથ
મારો કે જીવાડજો સાચ્યૂ કહું તમ સાથ ૫૫૨
માંનાં માલણુ આપણી દાડી આવે જાયે
કાવ્યતરુ છે એહનુ ચીતમાં એહેવ્યુ ચાહાયે ૫૫૩
માંલણુ તેડી મેલમાં સાચું બોલ્યે રે રંડ
સર્જન નાત તાહારાં સહીત દેસૂ તુજને ડંડ ૫૫૪
એહે પણુ અણબોલિ રહી એક ન સુઝે વાત
તેડી સર્વે દાસીયો કરવા માંડી ઘાત ૫૫૫
દાસી ડાહિ દલથી ઘણું સાચી છે એ વાત
રકખે હત્યા કોહોની કરો રખે કરો કોને ઘાત ૫૫૬
રામાને રણુ મૂકીયે લખી વાત તે થાયે
વાત બાત બાહાર ન નિસરે કોહોને જાંણુ ન થાયે ૫૫૭
મધ્ય રાત્યે તેડી માનની કહ્યૂં રાયે તર્ત
વાઘ સિંઘ વસે ઘણાં માન્યની પામે મૃત ૫૫૮
આ આપણી દીકરી હંણી ન જાયે હાથ્ય
જાણુ થાયે બાધા જગતમાં જો મોકલીયે સેવક સાથ્ય ૫૫૯
રાય મુકો કહી રણુ વિશે કે મુકે પ્રધાંન
કોયે વાત જાંણે નહિ તો રહે મહીપત્યનું માંન્ય ૫૬૦

---

૫૫૪. ૩. હ. સજ્જન નાત સગાંસહિત ૫૫૭. ૨. હ. લખી વાત કહેવાય. ૫૫૮. ૩. વિ. વગે ઘણાં

રિઝો રાયે રુઠયા વિશે તુ માહારો વછેર
કાંમ કરિ આવો ભાઈ એટલુ ધર્મવંત તું ધીર ૫૬૧

મધ્ય રાત સમે તે મેહેલમાં પુર આવ્યે પ્રધાન
ચતુરા તે ચંદ્રાવતી માન્ય દીધાં માંન્ય ૫૬૨

ખોલે પુસ્તક મૂકીયું કહી સંક્ષેપે વાત
પરમેશ્વર પ્રધાન તુ માત તાત ને ભ્રાત ૫૬૩

તું સજન સહોદરાં તુ મહીઅર મુસાલ
તુ ઈષ્ટ ઉપાસના નીમેખમાંહે કરે નાહાલ ૫૬૪

નથી રહિયત કે રાંકડો પુછી નહી કોયે વાત
રુડુ કરતાં ભૂંડું થયું વરત્યો અતી ઉતપાત ૫૬૫

મરતાં મુને ચિંતાં નથી વાહાલો નથી દેહપ્રાંણ
ગરળ ગલે મુજ પેટનો હોય્યે તેહની હાંણ ૫૬૬

કોયેક દાડો આવશે મલશે માહારો મીત્ર
તેહને પ્રાણ તજવો પડ તેહે છે પુન્ય પવીત્ર ૫૬૭

વિસ દીવસનો કરો છે વાયદો કરિ ગયો છે તેહે
વાત જો પૂછે તેહની જંમ ખપરીયો મેહે ૫૬૮

પ્રધાંન કેહે પુત્રી સૂણો મુજ પર નાંણેશ દુખ
તાહારા માતતાત ને ભ્રાતનંન કોયે ન જુયે તાહારું મુખ ૫૬૯

તારી અર્જ નહી સાંભલે વાહારુ નહી લે નામ
વાંણે દેતાં તાં સુલીયે કરે પંચ ઇટાલી ગાંમ ૫૭૦

નાક વાઢતાં તાં માલણતણું દાસી સર્વેનુ મૃત
પ્રતીહારને પરાજય કરત તે વેલાં તો તર્ત ૫૭૧

૫૬૧. ૪. હ. ધૈર્યવંત ૫૬૨. ૪. હ. દીધાં મનથી માન

ભાવઠ કાડી મે સર્વનિ તોલ કરુ છે તાંહાં
એકાકિ તુને મુકવી વીકટ વાટ વનમાંહ્ય ૫૭૨
વૈભવ વસ્ત્ર આભૂસંણ સર્વે કાઢી લીધ્યે
માતપીતા યે પરહરી દેસનિકાલો દીધ્ય ૫૭૩
કાલો બલદ કાલાં કપડ કાલી કીધી કાયે
મધરાત્યે આપે એકલે પ્રધાંન લેઈને જાયે ૫૭૪

॥ છપ્પા ॥

દાહાપણ નાવે અર્થ   અર્થ નાવ્યે ચતુરાયી
નાવ્યે અર્થ મા બાપ   નાવ્યે અર્થ બેહેન્ય કે ભાઈ
અર્થ ના આવે રુપ   સગાં સહોદર નાવે
નાવે સંચ પરપંચ   દૈવ જવ આવે દેવિ
ગ્રહ વંકા રુઠો રામજી   પુર્ણ સંકટ આવી પડે
તે સમે ધરમ પોતાતણો   સામલ કહે ઈષ્ટ વારે ચડે ૫૭૫

હીમત્ય મુકે હાણ   હીમત્ય મૂકે તન મૂંજે
હિમત્ય તજ્યે જીવ જાય   સરસ રસ્તો નવ્ય સૂઝે
હિમ્મત મૂકંયે હમેશ   જરુર જશ ને જર જાયે
હિમ્મત મૂકયે દામ   લેણા ન દેણા થાયે
હીમત મુકયાથી હારીયે ભટકી વેણ ન ભાંખીયે
કવિ સામલ કે છે સર્વદા હ્રદયે હિમ્મત રાખીયે ૫૭૬

૫૭૫. ૩. હ. ન આવે આ પણ તેવી. ૫૭૬. વિ. માં ૬ ને બદલે ૫ પંક્તિઓ છે. નીચે પ્રમાણે: ૧ લી પંક્તિના બન્ને પાઠો સમાન છે. બાકી ફેરફાર છે. વિ. ૧. હીમત્ય મુકે હાણ હીમત્ય મૂકે દેહે મૂંજે. ૨. હિમત્ય મૂકે દેહો પ્રાણ સાખ એકે નવ્ય સૂઝે. ૩. હીમત્ય મુકે જર જીવ જસ જરુરી જાએ. ૪. હીમત મુકેથી હારીયે ભાસાઈનુ બૂડ ભાખીયે. ૫. સામલ કેહે સદપુરુશનર હીમત રુદેમાં રાખીયે.

હીમત દુર્લોધન રાખિ તો દુત રમાડા
પાંડવ પોઢા પાંચ ભોવન ભોવન ભંમાડા
હીમત શ્રી હરીચંદ્ર રાખી તો પદમી પાંમ્યો
હીમત અર્જુન શીવ રાખી તો દુખે દીન વાંમ્યા
હીમત રાખી શ્રી રાવણે બોલો બોલ ગુણ ગુઠમાં
સાંમલ કેહે જિતી જસ લેઈ ને વસો વેર ભાવે વૈકુંઠમાં ૫૭૭

હીમત દ્રુપદી નાર રાખી તો ચીર પુરાંણાં
હિમ્મત સીતા માત રાખી તો કષ્ટ ચૂરાણાં
હીમત દમયંતીમાત રાખી તો નલવરને પામી
હીમત રુક્ષમણી રાણી રાખી પરણી પ્રભુ સ્વામી
હરી સંભારવા હીમત્ય રાખવી પરવત જેવડું દુખ પડે
સાંમલ કેહે શ્રીરાંમ ત્યાહાં ચોઘડીયે વારે ચડે ૫૭૮

॥ ચોપાઈ ॥

કલંક જુઠુ ચઢા કારણે મુકો સૂખ સુજ બારણે
જુઠાનો ઇશ્વર ઘાટજ ઘડે સાચાની વારે શીવ ચડે ૫૭૯

॥ છપ્પો ॥

નાઠે ન મેલે મોત નાઠાથી ગ્રહ નવ્ય છુટે
નાઠે ન મેલે રોગ આવરદા વધે નવ્ય ખુટે
નાઠે ન મુકે પેટ નાઠેથી ભૂખ ન ભાગે
નાઠે અન્નનીદ્રાનીર લખુ તે આવ્યે આગે

૫૭૭. ૨. હુ. ભવન પ્રતિભવન ભમાડયા. ૫૭૭. ૪. હુ. હિમ્મત અર્જુન ઉર રાખી. ૫૭૭. ૫. હુ. રાખી મમતા મૂઠમાં. ૫૭૭. ૬. હુ. જશ સંધરી, વાસ વસ્યો વૈકુંઠમાં. ૫૭૮. ૨. વિ. માં નથી. ૫૭૮. ૪. વિ. રાખી તો શ્રીપત્ય સ્વામી. ૫૭૮. ૬. વિ. ચારે ચડે. ૫૮૦. ૪. હુ. નાઠે નિદ્રા નીર, લખ્યું તે આવે આગે.

સુખદુખ હાંણ્ય ને વૃધવીધ્ય નાઠે કો છૂટે નહિ
અક્ષર લખ્યા લેલાટમા સાંમલ ભોગવવું સહી ૫૮૦

વજીરે વિચાર્યું મન નેક જોતાં એ નારી
પુત્રી રાજા પેટ વપુમાં વાત વીચારિ

હું મૂકુ રણમાહે વાઘસીંઘ સરપ જ ખાયે
ટાડ તડકો દેહ દૂખ જીવ જરુરી જાયે

કદાચ રાય રીઝીયો અવલાનો સવલો ફલે
માંગે એ માહારી કને તો માંનની વલતી કયાંહાં મલે ૫૮૧

॥ ચોપાઈ ॥

એમ વીચારીને આવિયો માનનીને મંદીર લાવીયો
એકાંત્ય સોપિ સ્ત્રીને હાથ્ય સઘલી વાત કહિ તે સાથ્ય ૫૮૨

વાત થશે જો ત્રીજે કાંન તો મહીપતના ઉતરશે માંન
જાસે બાધી સવ જસ સજનસહીત છેદાશે શીસ ૫૮૩

શલાઇ એ સાથે ભાખજો રુડી રીત્યે રામા રાખજો
પેટની પુત્રી પેટનો તંન જાલવજો ઇમ કરજો જતંન ૫૮૪

બીજી ન બાંધસો બાકરિ ચીત્તથકી કરજો ચાકરી
છાંની વાત સંભલાવી સાચ પુરણ ગર્ભ માસ આડા પાંચ ૫૮૫

રાજપુત્રી છે રતંન જોતાં કરજો જોગ જતંન
રામા ઘરમાં રાખી રોષ ખાઓ પીઓ ને કરો નીત્ય જોખ ૫૮૬

પુરણ માસે પ્રસવ્યો પુત્ર શોભાવ્યુ તેહતું ઘરસૂત્ર
તરુણી જેહેવું તેહનુ તેજ હૈડામાહે પ્રગટ છે હેજ ૫૮૭

શૂકલ પક્ષનો વાધે (ચંદ્ર) અખાડે દાદૂર વાધે ઇંદ્ર
જલમાં કમલ વાધે છ જેમ તેજવં(ત) તન વાધ્યો છે ત્યમ ૫૮૮

---

૫૮૧. ૧. વિ. વજાગર્યુંતું વાર વવેક. ૫૮૧. ૩. હ. વાઘહરિ સરપ જ ખાયે.
૫૮૮. ૨. વિ. અખાડે અદૂર વાધે ઇંદ્ર.

કરોડ કરોડ વાંનાં સૌ કરે    દેખિ આંખ માતાની ઠરે
સંભારે શ્રીઅંબા માત    મેલો કર રે એનો તાત ૫૮૯

॥ છપ્પા ॥

ગ્રહ વાંકા જવ હોયે    લાંચ કોયે લંપટ લંડ
ગ્રહ જવ વાંકા હોયે    દીવાંન દેહે તેહને દંડ
ગ્રહ જવ વાંકા હોયે    ભાવે નહી ભક્તી ભજ્જન
ગ્રહ જવ વાંકા હોય    સજ્જન દુર્જન કેવાયે
વાંકા ગ્રહથી વેદના    મૃત્યુ સમાન મહિમા ગ્યસ્યે
પાંશરા ગ્રહ પ્રભૂ પાંશરા    તાં સર્વ સુખ સફલે કરે ૫૯૦
ગ્રહે રાજ્ય ગ્રહે રીધ્ય    ગ્રહ ઘરુણી ઘરસુત્ર
ગ્રહ દામ ગ્રહ સૂખધાંમ    ગ્રહથી પુત્ર સપુત્ર
ગ્રહ બુધ્ય સબુધ્યે    ગ્રહ આયુર્દા આપે
ગ્રહ ધર્મને કર્મ    ભવીષ્ય એ ગ્રહ વૃક્ષ રોપો
ગ્રહનું બાંધું ચાંમડ છે    ગ્રહ ઈશ્વર ગ્રહ આપમાં
સામલ સુખદૂખ ભોગવે    તે પણ ગ્રહપ્રતા(૫)માં ૫૯૧

॥ ચોપાઈ ॥

અવલે ગ્રહ એ વાતો થેઈ    લોઢી પનોતી હૈડે રહી
ઉતરી પનોતી જયજ્જતહારે    એકાદશમો ગુરુ થયો તાહારે ૫૯૨
પ્રેમદા વાટ જુયે નીત્ય પંથ    કોઇયે નાવ્યો કેમે કંથ
વચનલોપ એ તો નવ્ય થાયે    અધવચ મૂકિ તે નવ જાયે ૫૯૩
વીકટ વાટમાં આઘો અટો    કે કેહિ સંકટમાં પડો
એ તો વાત આંહાંથી રહી    ચંદ્રસેનની શી ગત્ય થઈ ૫૯૪

---

૫૯૦. ૧. હ. દે દુઃખ લંપટ લંડ. ૫૯૦. ૩. હ. ભજન ભક્તિ નવ થાયે. ૫૯૦. ૪. વિ. માં નથી. ૫૯૧. ૨. હ. ગ્રહ સુખ. ૫૯૧. ૪. હ. ભવિષ્ય ગ્રહથકી થાપે. ૫૯૧. ૫. ગ્રહનું બાંધ્યું જગત છે.

બંદીખાને દુખની મોટ　　સવા પાસેર પામે છે લોટ
રુપ રંગ તો દેહેથી ગયુ　　ચતુરાઈચપલાઈચંચલથયું　૫૯૫
એક દીવસ તે ગડનો રાયે　　જોયું　બંદીખાંનામાંહે
દીઠો પુત્ર ને લાગી આગ્ય　　ઉઠો જુલંમ કરવાને જાગ્ય　૫૯૬
તેડો વજીર તે વેલા તર્ત　　આજ એહનુ આંણો મૃત
આઠ દીવસ અવનીમાં ધરો　　મરણ ઉપાય થાય તે કરો　૫૯૭
ઘો સૂલીયે છેદોને શીસ　　આઠ પુરા થાયે દીન દીસ
હા કે ના તે કુણુજ કરે　　આંણ રાયતણી કેમ ફરે　૫૯૮

॥ છપ્પો ॥

રુઠો જાહારે રાંમ　　સગો ન કરે સગાઈ
રુઠો જાહારે રાંમ　　ભગની ન ગણે ભાઈ
રુઠો જાહારે રાંમ　　તર્ત તજે માબાપે
રુઠો જાહારે રાંમ　　અલ્પ સૂઝે નહી આપ્પે
રુઠો રામ શીર જેહેને　　તેને ઉપાય બીજો કસો
તર્ત છૂટે બંધન થકી　　જો સાંમલ રામ રુદે વશો　૫૯૯

॥ ચોપાઈ ॥

બાંધ્યો બંધ પકડો જણ પાંચ　ઉપર દે છે અધકિ આંચ
મલો લક્ષધા લાયેક લોક　કોહોને હરખ ને કોહોને શોક　૬૦૦

॥ દોહો ॥

રાજસંઘ　　રાજાતણી　　બેટી　　બુધ્યનીધાન
બેઠી તી તે માલીએ　　તે જાંણે સર્વ વિધાન　૬૦૧

૫૯૬. ૨. હ. જુલમ કરવાને કાજ. ૫૯૭. ૨. વિ. માં ઉત્તરાર્ધ નથી. ૫૯૮. ૧. ૨. હ. માં વિ. થી ઊલટો ક્રમ છે. ૫૯૯. ૨. હ. ભગિની કહેશે નહિ ભાઈ. ૫૯૯. ૩. હ. તનુજ ત્યાગે માબાપે. ૫૯૯. ૪. હ. અકલ સૂઝે નહિ આપે.

એકાદશ વરષે અશંકી ચૌદ વિદ્યા ગુણ જાંણુ
ıમ તેહેનુ નિધીનંદની ભલપણુ કેરો ભાણુ ૬૦૨
બતરિસ લક્ષણી બોહોતેર કલા માહે બુધ્ય
પ્રોલ કલા સલક્ષણી સકલ વાતમાં શુધ્ય ૬૦૩
ચંપકવરણી ચીંતની ચંપકવરણાં ચેહેન
મલપત્ર સરીખડાં નીરમલ જેહેનાં -- નેન ૬૦૪
અમૃત જેહેની આંખમાં અમૃત જેહેવા બોલ
હાંમકાંમ મૃગલોચની તરુણીમાં ઘણૂ તોલ ૬૦૫
પ્રતી સબુધ્ય લક્ષણી સંપૂર્ણ કલા ચે શોલ
વસ્ત્ર આભૂષણ ઓપીતાં મુખ તાતાં તંબોલ ૬૦૬
સાતસેહે સાહેલી સહીત માંણે છે સુખમાં મંદ્ર
નવલખ તારા મંડલે ચોહો પર ચાહાલે ચંદ્ર ૬૦૭
વાહાંગ વાયુ વીંજન કરે ચમર ઢલે છે શીસ
પદમનીથી પંદર ગુણો પ્રસન ઉમયા ઈશ ૬૦૮
ગોખે બેઠી નિગુણનીધિ ગોવિંદના ગુણ ગાય
એટલે ચંદ્રસેનને લક્ષ લોક લેઈ જાય ૬૦૯
ઈદ્રિયશૂકિ તો અવનવો રતીપતી વત રુપ
તેજવાંન તરતીબતર ભાંરે કરમનો ભૂપ ૬૧૦
સૂતી દેવા સંચરે વાજે વાજાં વપરીત
હો હો હો કરિ હાકલે રાજવાટની (રી)ત્ય ૬૧૧
બોહો અચરતમાં બાલકી પુછે સૈયર સાથ
કુંણ પુરુષ કુંણ દેશનો કયમ બાંધ્યો છે હાથ્ય ૬૧૨

---

૬૦૩. ૧. હ. બત્રીશ લક્ષણ આગળી., ૬૦૩. ૩. હ સોળે કળા સંપૂરણી.
૬૦૭. ૨ હ. માણે છે સુખચંદ. ૬૦૮. ૧. હ વસંતવાયુ.
૬૦૯. ૧. હ. ગુણનિધિ.

શો ગુનો શો વાંક છે  શા માટે કોપ્યો રાયે
શાં માટે દે છે સૂલીયે  એ કુંણ પુરુષ એ થાયે ૬૧૩

ગાંમ નાંમ ને ઠામ ઠર  વેર વચ્ચેક ને વાંક
પુછિ આવો પારખો  છે રાય કે રાંક ૬૧૪

સીઘ્ર સહિયર સંચરી  પુછી લિધો પાર
તેહે પલક તેહની ઘડી  જુગતે કરો જુહાર ૬૧૫

શ્રીહઠ દેશનો નરપતી  શ્રીપતી રાયો શુજાંણ
ચન્દ્રસેન્ય નર ચતુર વર  પંચ કહે પરમાંણ ૬૧૬

તમતણે તાત તે દેશ ગયા  જાતરા કારણ આડ
શ્રીપત્ય મલો તેહને વાટમાં  રણમાં થૈ બોહો રાડ ૬૧૭

લૂટાણુ લશકર આપણુ  નાઠા સર્વે લોક
બાન પકડા તુજ બાપને  ફજેત થયો યે ફોક ૬૧૮

પાંચ દીવસે પરોણાગતે  રાખા રુડી રીત્ય
લૂંટાણુ તે સર્વનુ  પાછૂ આપ્યુ પ્રીત્ય ૬૧૯

મંદિર આવ્યો મહિપતી  રીધ્ય વીધ્ય પામ્યો રાજ્ય
તે દાડાની તમ તાતને  એક પર અધકી દાઝ ૬૨૦

એહેવામાં એનો દીકરો  જાતરા કારણ જાય
વજીરે ઓલખ્યો વાટમાં  પકડો પલકજ માંહે ૬૨૧

ખટ માસ કારાગ્રહે નાખો  આજ સાંભર્યો તર્ત
સૂલી દેવાને મોકલો  માથે આવ્યુ મૃત ૬૨૨

હા હા કેહીને હેતથી  ઉઠી આપ એકાંત્ય
મલી તાતને માનની  ભાગી મનની ભ્રાંત્ય ૬૨૩

---

૬૧૩. ૪. હ. એ કુણ પુરૂષ કે'વાય  ૬૧૭ ૨. હ. જાત્રા કારણ માડ.
૬૨૦. ૧. હ. રિધસિધ

માહારાજ માંગુ આપો મુને ચતુર વીચારો ચીત્ત
પ્રણાવ્યો મુને પ્રીત્ય કરી હું કાંમ્યનીયે કંથ ૬૨૪

સહસ્ર શીવપુજન કરાં પાંચ શત કિધા પાટ
તેહે પુન્ય ઉદે થયું વર મલીયો મુને વાટ ૬૨૫

કદાચ પરણાવો નહી માનો નહિ તમ્યો વાત
પાડુ દેહ મુજ પલકમાં કરુ આત્માઘાત ૬૨૬

પ્રતીગ્ના કરિ પાંચશે સમ ખાધા સાત કરોડ
ઉમયા શીવ આપે મુને એ વર માહારિ જોડ ૬૨૭

પ્રથમ મારો મુજને સ્રીહત્યા લો શીશ
કાલ્ય દેજો ચેને સુલીયે રવીઉગમતે દીસ ૬૨૮

માત માસી ત્યાં મામા મલે કાકી કાકો કુટુંબ
જોતામાં જાંહે ગઈ (શું) તોડી જાઈ લુંબ ૬૨૯

વાત પૂછી વજીરને શીવઆગ્નાના સંભ
મુજ તમને તો શી પડે કોહો કરીશૂં કંમ ૬૩૦

વજીર વાણી બોલીયો એ શ્રીપત્યરાયનો પુત્ર
પ્રણાવો પુત્રી એહને શોભાવ્યો ઘરસુત્ર ૬૩૧

પેટ પુત્ર તાહારે નથી ઘરજમાઈ કરી રાખ્ય
એહેવો વર મલશે નહી ભલા જન એહેવું ભાખ્ય ૬૩૨

હા હા હા કૈહી હેતેથકી માંન્યુ મહિપત્યનુ મંન
અવલાનુ સવલુ થયુ ઉઠા અમૃતના ઘંન ૬૩૩

રાખણહારો રાંમજી હેત હરીનુ હોયે
આવે વિટંબણા બહુ મારી ન સકે કોયે ૬૩૪

---

૬૨૯. ૩. ૪. વિ. માં નથી. ૬૩૩. ૧. વિ હાહા કરી હેતજ્ન.
૬૩૪. ૩. વિ. આવીશ વલવતો બોહો.

॥ છપ્પા ॥

સાત સમુદ્રે વાંણુ  બૂડે પણ આયુષ્ય તાહારે
લાખો કરોડો ઘાય  આયુષ્ય છે ત્યાહા કુણ મારે
માહાઅગ્નીની આંચ  માંહે આવીસ નવ્ય બાલે
અરે વરુયો વછનાગ  વીષ આવરદા વાલે
ભૂત ભૈરવંતર ઘણા  અનેક વિઘન શાં કહુ કથી
સાંમલ કહે જો આયુપ અધિક મારનાર કો નર નથી ૬૩૫

કુભારના નીભાડામાંહે  બચ્યાં બિલાડીનાં રાખ્યાં
ટાબર ટિટોડીનાં ત્રણ  ભરે ભારથમાં ભાંખાં
કપોત કપોતી બેય  સીચાણે ચાંચમાં લીધાં
આહેરડી કરબાણ  છૂટી મૂકાવી દીધાં
એ અધીક અનેકધા  કીધા કોટીક કામજી
સામલ કહે કુણ મારી સકે  જાહાં રાખનારો શ્રીરામજી ૬૩૬

રુડો પંખી રણમાહે  પડયો અગ્નિની આંચે
ઉડવા માંડુ આકાશ  શીચાણે લીધો ચાંચે
એક પાસાં તો સ્વાંન  બિજી પાસા તો અગ્નિ
ત્રીજી પાસ તે જાલ  ચોથી પાસાં જોઈ જગનિ
અહીયે આહેડી ડરે  તે બાણે સીચાણો પડો
સ્વાન લપટાણો જાલમાં  પંખીને મારગ જડો ૬૩૭

---

૬૩૫. ૧. વિ. સાત વાંણુ ના(સમુ)દ્રહે બુડે તો આયુષ્ય તાહારે. ૬૩૫. ૩. હ. માંહી આયુપ નવ બાળે ૬૩૫. ૪. હ. વ્યાપે જો વછનાગ. ૬૩૫. ૫. હ. ભૂત ભૈરવ ડાકણુ શાકણી વિઘ્ન અનેક કહું કથી. ૬૩૬. ૨. હ. ટીટોડી સુત ચાર. ૬૩૬. ૪. વિ. મા નથી. ૬૩૭. ૧. વિ. આવ્યો અઘકેરી અગ્નિ. ૬૩૭. ૪. હ. ચોથી પાસે જનજગ્નિ.

પ્રસન્ન થયો પુરપત્ય હુંકમ દાવો તજી દિધો
ફૂલ મુક્તાફલ પુષ્પ વીવીધ્ય વધાવી લીધો
કનકકંચનના પાટ ચીર ચીરોદક ચાહેક
સુખસાગર અરણુવમાંહે લેહેર લીલામાં લાયેક
તરીયા તોરણુ તરતીબતર ઓહો બંધનમાં બાંધીયાં
માતતાત મન મગન લગન શૂભ જોશીયે સાધીયા ૬૩૮

વાગા ઢોલ નીશાન દેવતાઈ વાજાં વાજે
ગજ ઉપર અસવાર છત્ર જ્યાહાં શીર છાજે
ઘેરઘેર ઓછવ અધકો રાગ માન્યની મંગલ ગાયે
અવછરા અપરમપાર નાટારંગ નૌતમ થાયે
દેવદૂંદભી વાજતે પ્રેમદા પ્રીત્યે જન પરણીયા
જે જેકાર જુગમા થાયે એ કવ્ય રુડે રે વરણીયો ૬૩૯

॥ ચોપાઈ ॥

ફરે જેહેના દાડા દીશ તેને પ્રસન્ન ઉમયાપત્ય ઈશ
જીવ જાતો તો જે ગામ્ય પદમની પરણો તેહેને ઠામ્ય ૬૪૦
આંણ્ય વર્તાવી તે નરતણી થયો નગર બાધાનો ધણી
એના ઘોડા એના હાથીયા એહેના ભંડાર એહેના સાથીયા ૬૪૧
દીવસ દોહીલા કીધા તાજ્ય ચંદ્રસેન્યને સોપુ રાજ્ય
નિધિનંદની રાણિની પાશ વિવિધ પેરે કરો વીલાસ ૬૪૨

૬૩૮. ૩. ઉ. ચિત્ત ચર્વોદિક ચાહક. ૬૩૮. ૬. ઉ. માત તાત જે સહોદર સહુ.
૬૩૯. ૪. ઉ. ઘરઘર ઓચ્છવ થાય. ૬૩૯. ૫. ઉ. અપ્સરા નાચ્ય અપાર.
૬૩૯. ૫. ૬. ઉ. પ્રમદા પ્રીતે જન પરણિયાં, જે જે કાર જગમાં થયો,
કે સામળ રામ રાજી થયે, દુઃખ દિવસ સર્વે ગયો.
૬૪૨. ૩. વિ. નિધિનાદાની.

જે રીત્યે રતી ને કામ નર નારી ઠારાં ઠાંમ
સુખસાગરમાં લેહેરે ખાયે આનંદમંગલમાં દીન જાયે ૬૪૩

॥ દોહો ॥

એક વરસ એમ વહી ગયુ નીધ્યનંદની સાથ્ય
તનમનધંન સમરપીયુ હેતે જોડા હાથ ૬૪૪

પ્રતિજ્ઞા મારે પાંચસે તમ સાસુ નિ જોવાય
જે દિન સંગ તાહારો થયો જીંવ જરુરી જાય ૬૪૫

પરણ્યા તમ્યો મુને પ્રીત્યથી વીપરીત થૈ છે વાત
ડાહા આગલ દાખીયે અધકો છે ઉત્તપાત ૬૪૬

જીવતદાંન કીધુ તમ્યો ત્યે ત્યમથી વાહાલું કોણ
આજ દીન આજની ઘડી માતાયે જન્મો ઓણ ૬૪૭

લખ વરાં લજ્યા તજી કહી વાત વિવેક
અથ ઇતિ માંડી કહી નરપતી કેરા નેક ૬૪૮

જરુર જતો તો હું જાતરા આવ્યો શ્રીમેલ્યનગર જ માંહે
માલણ માંના મોહોની તરતીબવંતે તાહાંયે ૬૪૯

બેસારો હું ગોખમાં દીઠૂ રામાનુ રુપ
કાલોઘેલો થૈ ગયો ભોલવાયો છૂ ભૂપ ૬૫૦

સાંમદામ ભેદે કરિ ગયો હું તેહેને ઘેર
ગંધ્રુવ વીવાયે કરી પરણ્યો રુડી પેર ૬૫૧

સંગ થયો સામાતણો પુરણુ ગર્ભંજ પેટ
તે વેલા તેહેને તજી નરતું કીધું નેટ ૬૫૨

વીસ દીવસનો વાયદો કરી ગયો હૂં ગાંમ્ય
બંદીખાને તુજ તાતને ઠરી રહો હૂં ઠામ્ય ૬૫૩

મે આશા મુકી'તી તેહની        જાણ્યું માથે મૃતં
પરિયાંકેરા પુણ્યથી        તું મળી માનિની તર્ત ૬૫૫
રાજરીધ્ય રુડી મલી        પદમની પરણે પ્રીત્ય
વચન માહારુ વહી જાય છે        કોહો તે કરીયે રીત્ય ૬૫૫
કલંક ચડુ હશે કામ્યની        કે રુઠો હશે દૈવ
કે દિધિ હસે સૂલીયે        કે તજ્યો હશે એણીયે જીવ ૬૫૬

॥ ચોપાઈ ॥

એ તો સાચુ બોલ્યા અમ્યો        રુડી શીખ્યા ઘો તે તમ્યો
નીધીનંદની બે જોડા હાથ        બોલી પોતાના સ્વામી સાથ્ય ૬૫૭
શીઘ્ર શીઘ્ર અસવારી કરો        પુર મંદીર તેહને પરવરો
પેસકશી લેવા કારણે        બોહો ડેરા દીધા બારણે ૬૫૮
વજીર કરો પોતાનો મીત્ર        પુરણ પ્રીત્ય ને પુન્ય પવીત્ર
હાથી ઘોડા લશકર ઘણૂ        સૂ વખાણ કરુ તે તણૂ ૬૫૯
જરૂર દેશ જીતતો જાયે        આવ્યો સસરાના ઘડમાંહે
વીટ્ટ ગામ 'બાબત બુઝીયા        રાય પ્રધાન ને લોક ધ્રુજીયા ૬૬૦
શ્રીપતરાયતણો એ તંન        અજીત અનમી જોગજતંન
જોર હોય તો જુધ કરવાને આવ્ય        નહિ તો તાહારી પુત્રી પરણાવ્ય ૬૬૧
નહિ તો નગરનું ઝગર જ થસે        રાજા પ્રધાન સૌહૂ મારુ જશે
ગામમાં સાથી એક હજાર        આવ્યું છે તે અપરંપાર ૬૬૨
સતાબ સતાબ ઉતાવલે કરો        નગર બહાર જુધે નીસરો
રાયે પૂછી વજીરને વાત        એ વારતા અતી ઉતપાત ૬૬૩
એક બેટી આપરણે હતી        ભૂંડી થૈ આપણની મતી
આકસ્માત મૂકી રાંણમાંહે        ચંદ્રસેન્ય આવ્યાં આહાયે ૬૬૪

૬૫૪. ૨. વિ. અજાણ્યૂ માથે મૃત. ૬૫૪. ૩. ૪. વિ. 'માં નથી.
૬૬૦. ૧. ઉ. જીતવા. ૬૬૪. ૩. ઉ. રણમાંય.

આપધાત રાજા કેહે કરું    ગામ લુટાય તે દૂખે મરું  ૬૬૫

॥ દોહો ॥

વજીર વાંણી બોલિયો    સુખે બેસે તું રાયે
હું મલવા જાઉ એહને    આનંદ અંગ્ય ન માયે  ૬૬૬

જે કેહેશે તે હું સૂણેશ    જે માગે તે દેશ
આપણને આંચ આવે નહી    છત્યાનો જશ લેશ  ૬૬૭

રથ સંણગારો રાયજી    બેઠો પુરપ્રધાન
શ્રીફલ મુકી તે મલ્યો    મહિપત્યે દીધાં માન  ૬૬૮

કેહો હકીકત્ય રાયનિ    કેટલા છે પુત્રીપુત્ર
કેહેવું રાજરીધ્ય ભોગવે    કેહેવું છે ઘરસુત્ર  ૬૬૯

સુખીયા છો કે દુખિયા    હરખ છે કે મન શોક
પ્રજાને સૂખ કેહો    કેમ વરતે છે લોક  ૬૭૦

પ્રધાન કે' સૂ(ણ) પાટવી    સાચુ બોલુ તમ સાથ્ય
વાક શુનો બકશો મુને    હેતે જોડયા હાથ્ય  ૬૭૧

ઇશ્વિર પ્રતાપે આણંદ છે    વશ વર્ત્તે સૌહૂ લોક
અકસ્માત એક દુખ થયુ    સમુદ્ર જેવડો શોક  ૬૭૨

માહારા રાને સૂત નથી    હતી પુત્રી તો એક
લાડકવાયી અતી ઘણું    વનીતા વડો વવેક  ૬૭૩

ચતુરા નાંમ ચંદ્રાવતી    અતીશે રૂપ અપાર
ચૌદ વીદ્યા ચોસઠ કલા    લક્ષણ વિશ ને બાર  ૬૭૪

વરત આચરુ, તેંણી યે    જે પુછ માહારુ કેહે
તે વરને તો હૂ વરું    જે લક્ષ સઘલાં લેહે  ૬૭૫

---

૬૭૦. ૩. છુ. પ્રજા સુખી કે દુઃખી કહો.

પરમેશ્વરને નીત્ય પુજતી  માગતી વર વરદાંન
લાડઘેલી લક્ષણવતી  મહિપતકેરાં માંન ૬૭૬

તેહેને રંગમાં ભંગ થયો  નીચ કાંમ થયુ નેટ
વેઠ ઉઠી વરણાગીમાં  પુરણ ગર્ભ જે પેટ ૬૭૭

કુણે ભુંડું શીખવુ  કે કુણે મેલો મેલ
પરમ ભ્રષ્ટ થૈ ત્યે ભાંમ્યની  ધારો નંહી ત્યે ધર્મ ૬૭૮

ત્રણ માસે તરતીબતર  મલવા આવી માત
ગરભવંતી દીઠી દીકરી  વરત્યો અતિ ઉત્પાત ૬૭૯

તે માલણને માથે ચડુ  તેડી આંણી ત્યે દીસ
કૂડ કરમને પરખવા  અદકી કીધી રીસ ૬૮૦

કુટુંબ કબીલા સહીત  અતીસે વાત અતોલ
કહ્યું વચંન એક કારસું  બોલી બાબત બોલ ૬૮૧

શ્રીહઠદેશના રાયને  પુત્ર સપુત્ર સૂજાણ
ચંદ્રસેન્ય છે ચતુર નર  પુરણ જશ પ્રમાંણ ૬૮૨

હાથ અક્ષર તેહેના લખા  હેત્યે આપ્યાં હાથ્ય
ચોસઠ સમસ્યા ચાતુરી  શોભી તેહેમાં સાથ્ય ૬૮૩

માલણને મારી નહી  બંધીખાને દીધ્ય
પછે પુછાં ચંદ્રાવતી  પાર તેહનો લીધ્ય ૬૮૪

નીચુ જોઈ ત્યે રહી  ઉત્તર ન આપ્યો એકે
કલંક ઠરુ શીર કામ્યની  પડો વાંક વવેક ૬૮૫

મરાવા માંડી તેહને  કરવા માંડી ઘાત
પછી મે રાજા પ્રીછચ્યો  વીગતે કહી · વાત ૬૮૬

---

૬૭૮. ૨. ૬. મેલો મર્મ. ૬૭૯. ૩. વિ. ધરુણી. ૬૮૦. ૩. ૪. વિ. માં નથી. ૬૮૩. ૪. વિ. શોભી તેને સાથ. ૬૮૬. ૧. ૬. મારવા.

સ્ત્રીહત્યા કરીયે કરો મૂકે જો રણમાંહે
હત્યાદોષ લાગે નહિ કોય ન જાણે કાંય ૬૮૭

વચન શીસ ચડાવીયુ હૂં પ્રીછો સઘલી પેર
તે વેલા તેણી ઘડી હૂં તેડી લાવ્યો ઘેર ૬૮૮

છાની રાખી છે છત ઘણે પ્રસવ્યો છે તેણીયે પુત્ર
એહો લક્ષણ એહો પ્રાક્રમી સોભીત્ય ગુણ ઘરસુત્ર ૬૮૯

તંમ આગલ માંડિ કહિ વીસતારીને વાત
રાજબીજ રીધ્ય રાજવી થયા માસડા સાત ૬૯૦

સાચુ જુઠુ કે જુલમજસ તે જાણે જગદીશ
એહ હકીગત્ય અમ તણી વચમાં ઉમયા ઈશ ૬૯૧

સાભલતાં સંતોષશૂખ વરશો અમૃત મેહે
શીતલપ્યે શીતલ થયું દેવાંશીની દેહ ૬૯૨

અતીશે કૂલ્યો અંગમાં અતીસે અમૃત ખાંણ
શાબાશ શાબાશ ધનધન્ય કહૂં બોલ્યો અમૃત વાણ્ય ૬૯૩

માલ મુક્તાફલ તણી દીવ્ય સર્પાઓમાં દીધ્ય
પંચ હસ્તી પસાયો પુર કરુણા એહવી કીધ ૬૯૪

પંચ વીસ પુર પ્રદક્ષણા કરી પ્રીતે પ્રણમ્યો પાયે પાગ્ય
મારા માથાના મોતનિ જરુર રાખી તે જાગ્ય ૬૯૫

મુઈ હોત તે જો માનની કેં મુકી હોત રણમાહે
જરૂર જીવ માહારો જતો એક ઘડીમાં આહાય ૬૯૬

મેલવ્યો મુજ તે માનની મેલવો રાણી રાય
મેલવો કૂઅર કોડામણો રુદયા શીતલ થાય ૬૯૭

૬૮૭ ૧. હ. સ્ત્રીહત્યા થકી એ કરો.

માલણને મંદિર રહ્યા તે હૂ ને પ્રધાન
લખ્યા લેખ ત્યે માહારા આંમદાંમ સાવધાંન ૬૯૮

માલીયે મલી સુને માન્યની અમ્યો મલ્યા એકાંત્ય
ગંધર્વ વીહવાયે વરી ભાગી સઘલી ભ્રાંત્ય ૬૯૯

જરૂર ગયો પછે જાતરા તે વેલાયે તર્ત
માલણને આપ્યો લખી પ્રતીજ્ઞાનો પત્ર ૭૦૦

ચોસઠ સમસ્યા ચાતુરી અરસ પરસ એધાણ
વેઠી આપી પ્રતીહારને પુરણ જશ પ્રમાંણ ૭૦૧

રાજાવતી નગરી ગયો રાજસંધ નામે રાય
તેને વેર રુદે રહ્યું દીધો કારાગ્રેહે માંહે ૭૦૨

એક વરસ એમ વહી ગયુ ગ્રહ પાંશરા શીસ
જગદંબા યે જસ દીધો પ્રસંન ઉમિયા ઈશ ૭૦૩

પુત્રી પરણ્યો હૂં તેહની નીધીનંદની નામ
આણ્ય વરતાવી માહેરી ગુણવંત સોપ્યુ ગામ ૭૦૪

દેશ જીતવાને મસે ખબર જેવાને કાજ
આવ્યો નગ્ર હું તમતણે લોપવા માંડી લાજ ૭૦૫

કદાચ મરોત ત્યે માનની તો અતીસે થાત ઉતપાત
નગર ઝબર તાહારુ કરોત વલતી આતમાઘાત ૭૦૬

લાજ રાખી લખમીવરે ઉગરાં સૌ કો જાંણ
મલવા આવ્યો માંન્યથી ભાવે ઉગ્યા ભાણ ૭૦૭

પ્રધાન આવ્યો પુરવીપે અધીપત્ય મેલ્યો એકાંત્ય
એ શ્રીપત્યરાયનો બેટડો ભાગી મનની ભ્રાંત્ય ૭૦૮

---

૬૯૮. ૪. ઉ. કરિયા સામજ દામ.

માલણે કાગલ આપ્યો હતો    તે તો નહી અન્યાયે
ચંદ્રસેન્ય એ ચતુર નર    પરણ્યિ છે કન્યાયે ૭૦૯

જરૂર ગયો છે પછે જાતરા    શીવ શકતે આપી સીધ્ય
પાયક દાયક દેવશો    પામ્યો પુર નવનિધ ૭૧૦

પાંમ્યો કંન્યા કોડામણિ    રાજવીયાની રીત
દેશ આપણે દલ રહે    ચંદ્રાવતીમાં ચીત ૭૧૧

મલવા કારણ મહિપતી    આવ્યો રુડી રીત્ય
ચંદ્રાવતી નવ ચૂકતો    પ્રૌઢી લાગી પ્રીત ૭૧૨

પ્રધાન કેહે સૂણો પુરપતી    કેમ કરીશુ કાજ
નગર રહે કયમ આપણ,    કયમ રેહેસીજી લાજ ૭૧૩

શ્રીવંતસંઘ કેહે સાંભલો    મત્ય થઈ માહારી મૂઢ
દેશ વટે કાહાડી દીકરી    પાપ કર્યું મે પ્રૌઢ ૭૧૪

માકુ મે કિધુ ઘણુ    શૂ દેખાડું મુખ
આપઘાત કરી મરુ    કટાર મારૂં કુખ ૭૧૫

તતખર તે મરવા થયો    કરે જવ આત્માઘાત
પ્રધાને પછે તે સમે    માંડિને કહી વાત ૭૧૬

તંમ પ્રતાપે ઉગરી    આવરદા એહેનો હોય
ઇશ્વિર જેહને પાધરો    તેને મારી ન શકે કોય ૭૧૭

મંદીર માહારા માંન્યનિ    ચદ્રાવતી તે ચતુર નાર
રાખી છે મે રીત્યથી    વાત કહી તે વાર ૭૧૮

---

૭૧૦. ૧. હુ. શિવશક્તિ મહિમા સિદ્ધ.    ૭૧૦ ૨. વિ.માં નથી.
૭૧૧. ૨. રાજ્વીયાની રીધ્ય.    ૭૧૨. ૩. ૪. વિ.માં નથી.
૭૧૮. ૧. હુ. મંદિર મારાંમા રહી.    ૭૧૮. ૩. વિ. રાખી છે મે રીત્ય છે.
૭૧૮. ૪. વિ. વાત કહિ વેવાર.

સાત માસનો સુત થયો  કોટિક કારણ કામ
જન્મપત્રીકા જોતીક કરી  નરેંદ્રસધ છે નામ ૭૧૯

શાબાશ શાબાશ કહૂ શે વરાં  મહીપતનાં બોહો માંન્ય
નગ્ર બાધાને આપીયું  પ્રધાને જીવતદાંન ૭૨૦

મણિ ને મુક્તા ફલે  ઢાંકી લીધો છે દેહ
વધાઈ વાધી વીધ્ય વીધ્યે  મંદીર મોહોલાં માંહ ૭૨૧

ચેતાવી થંદ્રાવતિ  રુડું જેહનુ રુપ
નરપતી તેડો નગરમાં  ભારે કરમના ભૂપ ૭૨૨

પુત્ર પદમાકર પાટવી  શ્રીવંતસંઘ નરનાથ
મલવા ચાલ્યો મહિપતી  સમુધ્ય સાગર સાથ ૭૨૩

દેવ દૂંદભી વાજતે  ગરગડીયાં ઘોર નીવાણ
જા(મા)ત્ર વધાવ્યો જુગત્તથી  ભલપણ ડેરા ભાંણ ૭૨૪

મંદિર પધાર્યાં માહાલતાં  વેરતા રીધ્ય રોક
ઘેર ઘેર ઓછવ અતીઘરે  લક્ષધા મલીયા લોક ૭૨૫

જે જે કાર જુગમાં થયો  શોભી વાધી સષ્ટ
સાસૂ સસરો સાલકો મલાં  મલાં જુવતીજન જોર
મલો પુત્ર પાટોતરી  તરુણી જેવો તોર ૭૨૬

આંમ ભોજન કરાવીયાં  જાચીક પામ્યા લાહાંણ
ભલોભલો ભાટે કહ્યો  વીવીધ્ય પેર વખાંણ ૭૨૭

---

૭૧૯. ૨. વિ. કાટિ કરુણ વણ દાંમ.
૭૨૧. ૩. ૪. વિ. વધાઈ વાધી વિશ્વમાં, વરસ્યા અમૃત મેહ.
૭૨૫. ૨. હ. વરતાવી રિદ્ધ રોક.  ૭૨૫. ૪. હ. લક્ષધા લીલા લોક.
૭૨૬. ૧. વિ. પ્રતમાં ક્ષેપક પંક્તિ પહેલીની પહેલાં આવતી :
'જે જે કાર જુગમાં થયો શોભી વાધી સષ્ટ'

॥ છપો ॥

રાવણે ખોયુ રાજ્ય      નવ ગ્રહ વારુ વંકા
ચૌદ ચોકડી થે સાજ્ય      લખ્ય લુંટાણી લંકા
કૈયાકચક સો સાથ્ય      એક ચતામાં બાલા
પનોતી પાઉવસીઇ      ટેક સર્વેથી ટાલા
વાંકા ગ્રહ વાંકૂં કરે      સમાથી શોક સઘલાં શમે
સામલ ભટ સાચુ કહે      થાયે ગોવીંદને જે ગમે   ૭૨૮

મલાં રાંણી ને રાય      અંમૃત ઘન અધકો ઉઠો
વંજોગ દીન વહી જાય      ત્રૈલોકયપત્ય તેહેને ત્રુઠો
રીધ્ય વીધ્ય પાંમ્યા રાજ્ય      સુખસાગરમાં ઝીલાં
ત્રીવીધ તાપ કરા તાજ્ય      અંબુજ દલ ખાંતે ખીલ્યાં
દીવસ દોહીલા વહી ગયા      મલાં ભૂપત્ય ને ભામ્યની
સાંમલ કેહે સુખ ભોગવું      મલ્યાં કંથ ને કામ્યની   ૭૨૯

॥ ચોપાઈ ॥

નિધીનંદનિ તેડાં સાથ      હેત પ્રીત્યથી જોડા હાથ
આ સર્વે મહીમા તાહેરો      તે પ્રાંણ ઉગારો છે માહેરો   ૭૩૦

મહિપત્ય સહૂપે માંગા માંન્ય      પુરમાં સુકા પોત્યે પ્રધાંન
જસવંતી જુવતી જાંણીયો      એ તેડી સાથે રાંણીયો   ૭૩૧

માલણને તો ન્યાહાલ જ કરિ      નવે નીધિ ભંડારે ભરી
પ્રતીહારને પ્રસંન ઓહો પેર      ઘણીક અલખત આપિ ઘેર   ૭૩૨

૭૨૮. ૨. લિ. પ્રતમાં ક્ષેપક પંક્તિ બે પછી :
'દુરજોધનના દીકરાથી ઘોર અંધારું કૌરવદલ કૈ કોડ સંમદ એ સર્વ સંધારું'
૭૨૮. ૪. હ. પનોતી પાયે વશી.   ૭૨૯ ૪. હ. ખીડયાં અંબુજ ખીલ્યાં,
૭૩૧. ૧. હ. મહિપતે દીધાં બહુ માન.

છત્ર ચમર તે શીર છાજતે  છત્રીસે  વાજાં  વાજતે
શ્રીહઠ દેશ  સમીપે  જાય  વધાઈ વધામંણીયા જૈ ખાય  ૭૩૩

ચંદ્રસેન્ય આવે તુજ તંન  માબાપતંણુ તો હરખુ મંન
સાત સહસ્ર હસ્તી લાવીયો  કંન્યા બે પરણિ આવીયો  ૭૩૪

વધાઈમાંહે સુણીયે વાત  મલવા આવ્યા માત ને તાત
પ્રદક્ષણા કીધી પંચાસ  પુત્ર પ્રણમ્યો પ્રીત્યે પાસ  ૭૩૫

પ્રસન થયા ઉમયા ને ઈશ  સ્વજન સૌને નામુ શીસ
બાર વરસે મેલો થયો  સર્વ વાતનો શોક જ ગયો  ૭૩૬

॥ છપ્પા ॥

જેહને પ્રસન જગદંબ  વેદના સઘલી વામે
જેહને પ્રસન જગદંબ  હોય સુખ સઘળા ઠામે
જેહને પ્રસન્ન જગદંબ  ત્રૈલોકપતી તે થાયે
જેહને પ્રસંન્ન હોય જગદંબ  ગુણ સૌ તેહના ગાયે
ઇંદ્ર સરખા ઓલગ કરે  માહ(દે)વ સરખા કેહે(મે) માધારી
સાંમલ સુખસાગર ભોગવે જેહને  જગદંબા  પાધરી  ૭૩૭

ખમાખમા  કેહે  ખલક  ભલોભલો કેહે ભૂપત્ય
ધંન ધંન કેહે ધરમવંત  રાણી રહે  શ્રીરઘુપત્ય
પ્રીત્યે જન કેહે પુન્યવંત ચાબાશચાબાશ સહુ સ્વજંન
કીરત  કરે  કવીતાયે  રૂડયા લોક રેહે રંજન
જસવંત કેહે સૌ જગતમાં  બોહો  પ્રકારે  બાહેધરી
સાંમલ  સરગસુખ  ભોગવે  જેહને  જગદંબ  પાધરી  ૭૩૮

---

૭૩૫. ૧. ઇ. વધાઈની સુણીને વાત.  ૭૩૬. ૪. વિ. સુખદુખ વાત વીગતની કહો.  ૭૩૭. ૨. વિ. માં ઉત્તરાર્ધ નથી.

॥ દોહો ॥

ખાધુપીધુ ખુશી કરી ઠરુ પરમારથ પુન્ય
જસ જીતો બાધા જગતને ન રહિ એકે નુન્ય ૭૩૯

પદમની બેયે પ્રસવ્યા પાંચ પાંચ જે પુત્ર
અજીત કાહાવ્યો તે અધીપતી શોભાવ્યાં ઘરસૂત્ર ૭૪૦

ચંદ્ર ચંદ્રાવતીની કથા રુડી વાત રસાલ
શાંણા પુરુષ્ય તે સંમજસે માંહે હસે જે માલ ૭૪૧

સાખી સમસ્યા સોરઠો ગાહો ગાથો કે ગીત
રસીક જન રીઝે ઘણુ પંડીત જનને પ્રીત્ય ૭૪૨

મુરખનો તો માલ શો પુંન્ય નહી જેહે પાસ
ગોલખોલ સરખાં ગણે એક દુધ ની છાશ ૭૪૩

રાજસભાનિ રીઝવટ ચતુર નર એહે ચાહાહે
સમઝુને સનેહ છે ગુણીજન ગુણ ગાયે ૭૪૪

સાંમલ ભટ વર્ણન કરું અધીપત્ય એ આક્ષાન
વરણુવ ચંદ્રાવતી(તણુ) વીશ્વમાંહે વ્યાખ્યાન ૭૪૫

વિશ્વનાથ વિશ્વેશ્વરે સાય કરી જગદીશ
ચન્દ્ર ચન્દ્રાવતી વર્ણવી પ્રસન્ન ઉમયાઈશ ૭૪૬

ગાય શીખે તે સાંભળે મનના પોચે કોડ
એક વાર સૌ બોલજો જય જય શ્રી રણછોડ ૭૪૭

॥ ઇતિશ્રી ચંદ્ર ચંદ્રાવતીની વારતા સમાપ્ત ॥

શ્રીરસ્તુ શુભં ભવતુ લે. પુરાણી ગોવિન્દરામ સંપતરામ

---

૭૪૩. ૩. ૪. વિ. ગોલખોલ જેહે દસે, એક દુધ ની છાશ.
૭૪૬, ૭૪૭. ને બદલે વિ. માં નીચે મુજબ
ગાય શીખે ને સાંભલે તેને પ્રસન્ન ઉમયા ઈશ.

# ચંદ્ર૦-ચંદ્રાવતી વારતા

## (કેટલાક નોંધપાત્ર શબ્દોના અર્થ)

[કૌંસમા પહેલો ક્રમ પૃષ્ઠનો છે, બીજો કડીનો ]

| | |
|---|---|
| અમ્મરે | ૨૫૦ • ૨ અમર |
| અગાવતી | ૫૨૬ • ૫ અગ એટલે વૃક્ષ, તે પરથી વૃક્ષવાળી |
| અજર | ૨૭૨ • ૧ ઢીલ |
| અડિ | ૩૫૦ • ૫ અટકી |
| અડો | ૫૯૮ • ૧ અટકીને ઊભો |
| અડયુ | ૪૫ • ૧ લાગ્યુ, ઝળગ્યુ |
| અણુવાણે | ૯૪ • ૩ અડવાણે, ખુલ્લે, જોડા વગર |
| અત્ય | ૨૮૦ • ૫ અતિ |
| અનીલ ભ્રખક | ૨૫૭ • ૩ પવનનો ભખક — સાપ |
| અનૂપ | ૧ • ૪, ૩૮ • ૨, ૧૩૨ • ૪, ૧૩૭ • ૩ અનુપમ. |
| અનમી | ૩૪૨ • ૮ ન નમે તેવો, અણનમ |
| અન્ના | ૨૪૦ • ૪ દોષ, વાક, ખોડખાપણ, ન્યાયપુર સર, ઝન્યા ૨૫૨ • ૨ દોષ |
| અરીગંજણ | ૨૩૯ • ૬ શત્રુવિનાશક |
| અલખત્ય | ૧૭ • ૩ અલખત ૫૮ • ૮, ૬૨ • ૮, ૭૯ • ૮, ૮૬૫ • ૫ (બે વાર) સમૃધ્ધિ |
| અલેખે | ૧૧૩ • ૫ અમાપ, ૨૩૭ • ૫ લેખા વિનાનું, ગણતરી વગરનુ, ઘણુ ૨૫૫ • ૨, ૨૮૪ • ૯ અગણિત |
| અવલાગવના આક | ૨૧૯ • ૨ સમસ્યા વ જેવો એક રચનાપ્રકાર |
| અવ્યેર | ૧૬૧ • ૨ અવર, અધમ |
| અષ્ટમાસીધ | ૯ • ૧ આઠ પ્રકારની મહા સિદ્ધિઓ |
| અહમેવ | ૨૦૮ • ૮ અહમ્, અહંકાર |
| આક્ષાન | ૭૮૫ • ૨ આખ્યાન |
| આગલો | ૧૯ • ૩, ૬૩ • ૩, ૧૪૨ • ૩ આગળ પડતો, અગ્રણી, શ્રેષ્ઠ |
| આઠ | ૬૧૭ • ૨ ઘડ |

| | | |
|---|---|---|
| આપાપણા | ૧૨૦ • ૧ | પોતપોતાના. |
| આપેથ્ય | ૨૨૫ • ૩ | આપ્યેથી. |
| આવીસ | ૬૩૫ • ૩ | આયુષ્ય. |
| આહેરડી | ૬૩૬ • ૪ | આહેડી ૬૩૦ • ૫ શિકારી, પારધી. |
| આંટીવો | ૨૨૧ • ૧ | સમસ્યા વ. જેવો એક રચનાપ્રકાર. |
| ઓલગ | ૭૩૭ • ૫ | સેવા. |
| ઉથાપતાં | ૨૦૬ • ૩ | નિર્મૂળ કરતાં, ઉખેડતાં. |
| ઉદપાત | ૪૮૬ • ૪ | ઉત્પાત. |
| ઉઁકાર | ૫૭ • ૨ | ઑમકાર. |
| કચકોલ | ૪૦૧ • ૪ | ગંદકી, ગંદવાડ ? |
| કરણુડ (બહાર જવાપ્રરૂપે) | ૩૪૧ • ૪ | કરણાટ નામે એક વાદ્ય. |
| કરોત | ૭૦૬ • ૩ | કરત. |
| કમકેહે | ૩૫૫ • ૬ | કમખે. |
| કલાંણ | ૨ • ૨ | કલ્યાણ. |
| કુલ ઝરો | ૧૮૪ • ૨ | ? |
| ખપરિયો | ૫૬૮ • ૪ | ? |
| ખાલ | ૨૩૬ • ૫ | છાલ. |
| ખાંપણ | ૨૮૯ • ૩ | ખોટ. |
| ખેંમ | ૧૦ • ૩ | ક્ષેમ. |
| ગમાં | ૪૩૮ • ૧ | બાજુ, દિશા. |
| ગરજણ | ૨૫૮ • ૩ | ગીધણ. |
| ગરુઓ | ૧૩ • ૩ | મોટો. |
| ગંધ્રુવ | ૪૭૯ • ૫, ૪૮૮ • ૨; ગંધરવ ૪૯૭ • ૧ ગંધર્વ. | |
| ગાઢીન | ૧૬૨ • ૨ | ગાડાવાળો |
| ગુદમાં | ૫૭૭ • ૫ | ગોકડીમાં. |
| ગુંજ્યગ્રામ | ૫૨૫ • ૪ | ? |
| ગોટકો | ૩૭૨ • ૩, ૪૦૫ • ૧ | ગુટકો. |
| ગ્રભ | ૫૪૩ • ૪ | ગર્ભ. |
| ઘડિયાળુ (બહાર જવાપ્રરૂપે) | ૩૨૩ • ૩, ૩૪૬ | સમય સૂચવવા અમુક અંતરે વાગતી ઝાલર. |

| | |
|---|---|
| ઘરસૂત્ર | ૮ • ૪ આવાસ, સ્થાન; ૪૮ • ૨, ૫૮૭ • ૨, ૫૯૧ • ૧ ૬૩૧ • ૪, ૬૬૯ • ૪, ૬૮૯ • ૪, ૭૪૦ . ૪ ઘરબાર, ઘરસંસાર. |
| ધ્રૂત | ૪૭૯ • ૨ ધૃત, ઘી. |
| ચરણા | ૧૯૧ • ૨ ચણિયા. |
| ચંત | ૯૬ • ૨ ચિત્ત. |
| ચંતની | ૬૬ • ૩, ૧૦૭ • ૩ ચીંતની ૬૦૪ • ૧ સ્ત્રી, ચિત્રિણી. |
| ચાલેવ્યા | ૩૫૬ • ૪ ચાલવા. |
| ચાહેક | ૬૩૮ • ૩ મનગમતાં. |
| ચાંમડ | ૫૯૧ • ૫ ? |
| ચેત | ૧૦૪ • ૨, ૨૬૫ • ૨ ચેતીને, સાવચેતી રાખીને, કાળજીપૂર્વક. |
| ચેહેન | ૧૩ • ૨, ૨૫ • ૨ ચિહ્ન. |
| ચંતામણ | ૮ • ૨, ચિંતામણિ ૨૫ • ૪. |
| ચોખુટે | ૩૫૨ • ૪ ચાર સીમે. |
| ચોગમા | ૧૯૨ • ૧ ચારે બાજુ. |
| ચોહો | ૬૦૭ • ૪ ચારે. |
| છન્ય | ૧૯૩ • ૨ છન્ન, પૂર્ણ. |
| છોછો | ૪૫૧ • ૪ હલકો, છોભીલો, ભોંઠો |
| જક્ષણિ | ૧૭૬ • ૬ ફસાવનારી, લોભાવનારી, અર્ધદેવ જાતિની સ્ત્રી |
| જગનિ | ૬૩૭ • ૪ ? |
| જંત્યે | ૩૫૮ • ૪ જતે. |
| જાગ્ય | ૨૫૫ • ૧, ૩૩૯ • ૧ જગ્યા |
| જાણ | ૩ • ૧, ૧૪ • ૩, ૬૧ • ૧; જાંણ ૨૮૫ • ૬ જાણનાર. |
| જાહારી | ૧૮૪ • ૪ જાહેર, પ્રગટ |
| જાંહે | ૬૨૯ • ૩ જ્યાં.' |
| જુગ | ૨૮૫ • ૪, ૨૮૮ • ૪ જગત, જગ. |
| જુજુવા | ૩૪૯ • ૩ જુજવા, વિવિધ. |
| જુઠ | ૨૩૫ • ૬, ૨૩૭ • ૬, ૨૪૦ • ૬ એંઠું. |

| | | |
|---|---|---|
| જેઠીમલ | ૨૩૭ • ૩ | જ્યેષ્ઠમલ્લ, જેઠ્વો. |
| જેજેદેવ | ૫ • ૩ | જયદેવ. |
| જોખમા | ૩૫૯ • ૫ | આનંદમાં |
| જોગવ્યે | ૫૫૩ • ૬ | જોગ કરે, વ્યવસ્થા કરે. |
| જોડે | ૩૫૨ • ૭ | જોડીનો, જોડનો. |
| ઝમર | ૬૬૨ • ૧, ૭૦૬ • ૩ | ઉત્સાહ, ખેદાનમેદાન |
| ઝમર | ૨૮૫ • ૮ | ? |
| ઠાવીક | ૧૪ • ૮ | ઠાવેલ |
| ડેરો | ૭૫ • ૨ | ઠેરો |
| ડંબર | ૨૮૫ • ૩, | ડંમર ૨૪૩ • ૧ આડંબર. |
| તતપર | ૭૧૬ • ૧ | તત્પર, તૈયાર. |
| તરતીબ | ૨૧ • ૧, ૨૧ • ૩, ૩૬૫ • ૪, ૬૧૦ • ૩, ૬૩૮ • ૫, ૬૭૯ • ૧ | રીત, તરતીબવત. |
| | ૬૮૯ • ૩ | રીતવાળો. |
| તરુઆર (બહાર જવાબજોગે) | ૩૮૮ • ૮ | તલવાર. |
| તા | ૨૬૨ • ૩ | તે |
| તાડો | ૩૯૯ ૧ | તનડાર. |
| તાતી | ૪૬૬ • ૮ | તેજથી, તીખી. |
| તાન | ૧૭૫ ૮ | ૨૫૨, ૨૩ |
| તાન | ૨૬૭ • ૧, ૨૭૨ • ૭ | તના એટલે કે તેના |
| તાલાર | ૨૮૦ • ૫ | તાકે |
| તેમ | ૩૯ • ૨ | તેનાવડે |
| તોરી | ૨૫૧ • ૨, ૩૫૪ • ૧ | ઘોડી. |
| ત્રેમ | ૭ • ૧ | તેમ, તેવી રીતે |
| ત્ર | ૫૦૨ • ૩ | તર |
| ત્રુઠી | ૮ • ૧, ૮ • ૩, ૫ • ૧, ૫ • ૩ | રીઝી |
| | ત્રુઠયો ૧૧૧ • ૮ | રીઝયો. |
| ત્રોડો | ૩૯૭ • ૮, ૩૮૮ • ૩ ૫૧૯ • ૩ | ત્રમ ત્રાકે |
| | ૨૧ • ૩ | ત્રમે. |
| થીરથાવર | ૩૬ • ૬ | સ્થિરસ્થાવર. |
| દશેરા | ૩૫૮ • ૬ | દશેયે, દશ શેરનું માપિયું |
| દસ્ત | ૨૪૭ • ૨ | ચારુ, સુંદર. |

| | | |
|---|---|---|
| દાખ્ય | ૨૫૬ • ૪ | દાખવવું. |
| દાહી | ૨૫૮ • ૪ | દાઈ, દાયણ. |
| દિન દિન પ્રત્યે | ૪૮૫ • ૩ | દિનપ્રતિદિન. |
| દેવત | ૨૩૦ • ૩ | દેવતા. |
| દેહેવટ | ૪૧૯ • ૨ | જડમૂળથી નાશ. |
| ધનદ | ૬૧ • ૩ | કુબેર. |
| ધંધ | ૧૬૮ • ૪ | મિથ્યાપ્રવૃત્તિ. |
| ધાતુવાદી | ૨૮૫ • ૪ | સુવર્ણસિધ્ધિનો પ્રયોગ કરના |
| ધાંમ ધુમાડે ધાય | ૨૪૭ • ૨ | ધામધૂમ કે ધમાલ થતાં. |
| ધોરંધર | ૮ • ૨ | ધુરંધર, અગ્રણી, આગળ પ |
| નરખક | ૨૮ • ૨ | નિરીક્ષક. |
| નરનું | ૬૫૨ • ૪ | ખરાબ. |
| નરતે | ૩૩૧ • ૨ | નક્કી, નિશ્ચિત કરીને. |
| નાટક | ૧૨ • ૪ | આખ્યાન (અગાઉ આખ્યાન નાટક કહેવાતાં.) |
| નાટારંગ | ૬૩૯ • ૪ | નૃત્યનો રંગરાગ કે ઉત્સવ. |
| નાપજે | ૨૬૭ • ૧ | માપજે. |
| નાયો | ૨૨૦ • ૩ | (બહુવચન) ન્યાય. |
| નાવટ | ૧૮ • ૪ | ન્યાયવટ, ન્યાયવૃત્તિ |
| નાવડિયો | ૧૬૩ • ૪ | નાવિક |
| નાણેશ | ૫૬૯ • ૨ | ન આણીશ |
| નીરમુખ | ૫૧૬ • ૪ | વિમુખ, પાછી. |
| નીશે | ૫૨૯ • ૧, નિશ્ચે ૪૯૭ • ૧ | નિશ્ચે. |
| નિહાર | ૩૬૬ • ૨ | બહાર કાઢવું. |
| નીરદોષણ | ૨૧૦ • ૪ | નિર્દોષ ? |
| નીહપલવ | ૫૨૬ • ૧ | નિષ્પલ્લવ, પાન વિનાની. |
| નીહા | ૩૦૪ • ૧ | વાટવાની નિશા. |
| નેક, નેકી | ૧૨ • ૪, ૨૭ • ૨, ૨૮ • ૨ | સારું, ઉત્તમ, શ્રેષ્ઠ |
| | ૧૮ • ૪, ૫૭ • ૪ | અવધિ, હદ. |
| નેકે | ૩૫૧ • ૨ | નહિ. |
| નેટ | ૧૭૩ • ૨, ૪૮૨ • ૩, ૯૯૭ • ૩, ૬૫૨ • ૪, ૬૭૭ • ૨ | નક્કી (પાદપૂરક). |

| | |
|---|---|
| નૈવ | ૨૦૮ • ૧ નહિ જ |
| નૂમ | ૩૯૮ • ૯ નરમ. |
| નૌઉત્તમ, નૌઉત્તમ | ૮૦૬ • ૮, ૨૦૪ • ૧ નવુ, નવતમ |
| પખાલ | ૧૨૫ • ૨ પ્રક્ષાલન |
| પખે | ૨૧ • ૩, ૧૫૧ • ૫ વિના, વિણ |
| પડાઈ (બહાર જવાબરૂપે), | ૨૫૮ • ૯ ૩૨૨ • ૨ પતંગ. |
| પતન્ત | ૨૧૧ • ૮ પડતા |
| પદમી | ૨૬૬ • ૮, ૫૭૭ • ૩ પદવી. |
| પરખક | ૨૮ • ૧ પરીક્ષક |
| પરઠી | ૩ • ૨, ૨૧૭ • ૮, પરઠિયો ૧૩૩ • ૧, પરઠું ૨૧૭ • ૮ પરઠાં ૫ • ૨ પ્રરઠે ૭ • ૩ પરઠુ ૩૫૫ • ૮ પરઠવું, રાખવુ, સ્થાપવું, મૂકવુ |
| પરતાનુ (બહાર જવાબરૂપે) | ૩૫૩ • ૬ પત્રાનું. |
| પરભવ્યા | ૧૧૦ • ૫ પ્રભાવ બતાવ્યો, સંબંધ રાખ્યો |
| પરવાર | ૨૫૫ • ૩, ૨૫૭ • ૬, ૩૪૮ • ૩, ૩૪૮ • ૬ પરિવાર, કુટુંબ |
| પરિયા | ૩૯ • ૨, ૧૭૭ • ૩ વંશજો, પેઢી, પ્રજા |
| પનાયો | ૬૯૪ • ૩ ભેટનોગાદ |
| પંચ ઈંટાવી નામ | ૫૭૦ • ૮ શિક્ષા કરવા માટે પંચ ભેગું થઈ ઈંટ મારે તે. |
| પાઉ | ૭૨૮ • ૮ પામ્યો. |
| પાખી | ૨૪૩ • ૧ વિના. |
| પાન | ૨૫૧ • ૫ પગ |
| પાનરાય | ૮૧૭ • ૨ ઓઢણું. |
| પાટોનવી | ૭૨૯ • ૩ પાટવી. |
| પામે | ૮૩૯ • ૧ પામતાં. |
| પારથી | ૨૨૦ • ૧ ગુમ બોલી |
| પાસ | ૩૪૯ • ૧ વાતો |
| પાણ | ૩ • ૨ પાંખ ૨ • ૧ બાજ |
| પાંખિ | ૨૫૮ • ૧ પાખમાં |
| પુર જન્મ | ૩૬૨ • ૩ પૂર્વજન્મ. |

| | | |
|---|---|---|
| પુસ્તગ | ૨ • ૧ | પુસ્તક |
| પુશ્ચલી | ૧૬૭ • ૪ | છિનાળ |
| પેસકશી | ૬૫૮ • ૪ | ખંડણી |
| પાડિયો | ૪૬૧ • ૩, ૫૦૧ • ૧, ૫૫૦ • ૧ | પ્રતિહાર, દરવાન |
| પોઢુ | ૨૮૩ • ૩ | મોટુ |
| બાકરિ | ૫૮૫ • ૧ | મમત પર ચડી સામે થવુ |
| બાધા, બાધુ વ | ૧૭૦ • ૧, ૧૭૭ • ૪, ૨૩૧ • ૩, ૨૩૫ • ૧, ૨૩૭ • ૪, ૩૭૧ • ૪, ૪૦૨ • ૫, ૪૬૫ • ૩, ૪૯૯ • ૩, ૫૧૮ • ૨, ૫૧૯ • ૬, ૫૫૯ • ૩, ૫૮૩ • ૩, ૬૪૧ • ૨, ૭૩૯ • ૩ | બધુ |
| બાધુર | ૫૨૫ • ૫ | બહાદુર |
| બાબત બાબતના | ૨૨૦ ૭ | જુદા જુદા વિષયના |
| બાળે વેશે | ૯૨ ૧ | તરુણ અવસ્થાએ |
| બાડ | ૩૫ • ૨ | ચતુર ? |
| બેઢી | ૩૪૨ • ૩ | બે આંગળીમા પહેરવાની વીંટી |
| બેર (હિન્દી) | ૩૨૮ • ૪ | વેળ |
| ભખુ | ૨૨૫ • ૧ | ભાખ્યું |
| ભડ | ૨૨૩ • ૫ | સુભટ |
| ભણીજે | ૭૩૬ • ૩, ૨૪૨ • ૧ ૨૮૧ • ૩ | કહેજે, કહીએ |
| ભાજયે | ૨૩૯ • ૨ | ભાગે |
| ભાથી | ૯૪ • ૧, ૧૫૭ • ૨ | ભાથાવાળો, ભાથું બાંધેલો રક્ષક |
| ભારથ | ૬૩૬ ૭ | ભારત — મહાભારત |
| ભારવત | ૨૩ • ૪ | ભાર એટલેક મહત્તા — તે પરથી મહત્તાવાળો, મોંઘો |
| ભાવઠ | ૫૭૨ • ૧ | ભીડ મુશ્કેલી |
| ભાંમણા | ૨૫૬ • ૬ | ઓવારણા, દુબળા |
| ભૂગવાઈ | ૪૮૦ • ૩ | ભોગવાઈ |
| ભૂષેણાં | ૨૨૯ ૩ | શોભીતા |
| મગ | ૪૭ ૩ | ગમ — બાજુ, માર્ગ |
| મના | ૫૨૪ • ૧ | મનમા |
| મરોત | ૭૦૬ • ૧ | મરત |

મથા ૧·૭ માયા, કૃપા
મરૂ ૭૮·૩ મરવો
મ્યળ્યે ૫૯૦·૫ મળે
માતરા ૪૬·૩, ૪૯૯·૬, ૪૯૮·૩ માત્રા ૮૫ પ્રમાણ, સખ્યા સામગ્રી, પદાર્થ
માંણીક (બહાર જવાનરૂપે) ૩૪૭·૧ ૧૨ મણની માણી
માણે ૨૫૧·૩ માને
મીડક ૨૫૧·૩ મીંડક ૨૫૮·૧ મેડક, દેડકો
મેહેર ૩૬૮·૨ મેહરિયો ૩૭૦·૫ મેહેરિ ૪૮૧·૬
મુખ ૨૧૪ ૮ મુખ્ય.
મુગલભેર (બહાર જવાનરૂપે) ૩૪૧·૮ એક પ્રકારનું વાદ્ય.
મુસ્તક ૫૬૩·૧ મુસ્તન ૧૯૪·૩ મસ્તક, માથુ
મુસાલ ૫૬૮ ૭ મોસાળ
મૃત ૫૪૮ ૧, ૫૫૮·૪, ૫૭૧·૨ મૃર્ત ૫૧૨ મૃત્યુ
મુરજાદ ૨૮૩·૮ મર્યાદા
મુહીયે ૫૧૨ ૧ મુખ પર જોતા
મેંરાણ ૮૮ ૮ મહેરામણ.
મૈહીમાયે ૧૫·૨ મહિમાએ, મહિમાવડે.
મોઝમ ૧૦·૨, ૮૦·૨, ૫૧·૧, ૨૫૯·૨, ૨૬૬·૮, ૨૮૩·૬, ૩૦૨·૪, ૩૮૭ ૧, ૩૯૩·૩, ૪૯૯ ૩, ૫૩૩·૨ મોટાઈ
મોહોકમ ૩૮૬·૫, ૩૯૦ ૨ ખૂબ, જબર
મેક ૩૯૧·૩ એક
મેન ૧૩·૮, ૪૪૮·૨, મેન ૩૯૦·૨ ખરેખર (પાદપૂરક)
રક ૩૯૯·૧ ૨ ક્રિ.
રવીથાન્ય ૫૧૦·૨ રવિથાન
રાજસ ૧૯૯·૮, ૨૮૦·૨ રાજવી.
રાડ ૪૩૬·૮, ૬૧૭·૮ રડ
રાઢે ૫૧૦·૮ ?
રાવકો ૧૬૨·૧ નાવાન

| | |
|---|---|
| રાવલ્યે | ૪૩૯ • ૧ રાજદરબાર. |
| રીઝ | ૧૯૦ • ૧, ૪૦૭ • ૩ રાજીપો, પ્રસન્નતા. |
| રીઝવટ | ૭૪૪ • ૧ રાજીપો, પ્રસન્નતા. |
| રોક | ૭૨૫ • ૨ રોખ ?વટ? રોખ ૫૧ • ૨, ૩૫૨ • ૩, ૩૫૪ • ૬, ૩૫૯ • ૬, ૩૬૬ • ૫, ૩૭૧ • ૨, ૩૯૯ • ૬, ૫૮૬ • ૩ દમામ, રોફ. |
| લખે | ૧૫૧ • ૬ ? |
| લંડ | ૨૪૭ • ૫, ૫૯૦ • ૧, લંડીઓ ૧૬૬ • ૩ લુચ્ચો. |
| લાખિણો | ૧૯૬ • ૪ લાખેણો, મહામૂલો. |
| લાંક | ૨૪૮ • ૩ લંકકું, ગાંઠે નહિ તેવું, કલાંક. |
| લીલાટ | ૫૧૬ • ૩ લેલાટ ૫૮૦ • ૬ લલાટ. |
| લોયેણ | ૨૪૮ • ૪ લોચન, આંખ |
| વડાઉ | ૨૫૨ • ૩ દાદો |
| વર્ણવ | ૪ • ૨, ૧૩ • ૧ વર્ણન. |
| વપ્રરીત | ૫૩૭ • ૩ વિપરીત. |
| વરત | ૨૪૩ • ૬, ૩૦૭ • ૧ દોરડું. |
| વરબેષ | ૪૫૭ • ૩ સુંદર વેશ. |
| વરાં | ૭૨૦ • ૧ વાર. |
| વરુપો | ૬૩૫ • ૪ વિરૂપ. |
| વરેણ | ૩૮૨ • ૪, ૪૨૪ • ૪ વરેણ્ય -- વરવા યોગ્ય |
| વર્ખ | ૨૯૫ • ૧ વૃખ ૨૬૮ • ૪ વ્રખ ૩૫૫ • ૨ વૃક્ષ. |
| વર્ખભારુંઢ | ૨૪૪ • ૨ વૃષભ — આખલા ઉપર આરૂઢ — અસવાર એવા શંકર. |
| વર્ત | ૫૦૫ • ૪ વ્રત. |
| વયુતિ | ૫૦૦ • ૪ વળતી, પછી. |
| વવેક | ૧૨ • ૨, ૨૭ • ૪, ૧૮૭ • ૨, ૬૧૪ • ૨ વ્યવેક ૧૮ • ૨ વિવેક. |
| વવેત્ર | ૩૫૫ • ૨ વાવેત્ર ૨૩૧ • ૨ વાવેતર. |
| વ્યૂણા (વણ) | ૨૪૫ • ૬ કપાસ. |
| વૃત્ત | ૪૮૦ • ૫, ૩૭૩ • ૨ નક્કી (પાદપૂરક), વ્રત. |
| વૃધ | ૫૮૦ • ૫ વૃધ્ધિ. |

| | |
|---|---|
| વ્રધા (બહાર જવાબરૂપે) | ૩૪૮ વૃધ્ધ. |
| વતિયો | ૪૦૧·૩ જૈન યતિ |
| વાઘાગ | ૬૦૮·૧ ? |
| વિનનુ | ૩૨૪·૧ અંગ વગરનો એવો અનંગ |
| વિવાય | ૧૧૮·૪ ? |
| વિશેક | ૧૫૫·૨ વેશોક ૫૦૫·૨ વિશેષ |
| વીકોદર | ૨૨૩·૬ વૃકોદર, ભીમ |
| વીગે | ૨૫૦·૩ વચમા |
| વીહાણી | ૩૪૩·૧ વિહોણી — વિનાની. |
| વેસા | ૨·૧ વીણા. |
| વેદ | ૫૬·૩, ૧૩૧·૨, ૧૯૯·૮, ૨૧૨·૬; વેદ ૨૧૭·૪ નક્કી (પાદપૂરક) |
| શાવટ | ૬૮·૪ શહાવટ, શરાફીવૃત્તિ |
| શિક્ષા | ૪૯·૧ શિખામણ. |
| શેવાસ | ૩૭૯·૪ સહવાસ |
| શ્રીપાત | ૪૦૨·૫ સંન્યાસી, ત્યાગી |
| શ્રીમેલાપુર | ૫૮·૩ શ્રીમેલા ૮૬·૧ ગામનુ નામ. |
| શ્રીમેહેવાણિ | ૪૯૨·૪ દેશનું નામ |
| શ્રીક (બહાર જવાબરૂપે —પાદટીપમા) | ·૬૨ |
| શ્રીવત | ૬૦·૧, ૮૬·૧ લક્ષ્મીવંત, ધનિક |
| શ્રીષ્ટી (બહાર જવાબરૂપે) | ૩૪૯·૬ શ્રષ્ટી ૩૫૫·૧ સૃષ્ટિ |
| સખી | ૩૩૧·૪ સુખી. |
| સમઝાપે ચો | ૩૬૩·૧ ? |
| સનાબ | ૬૬૩·૧ ? |
| સરેણ | ૩૬૩·૧, ૩૮૨·૨, ૪૨૪·૨ ? |
| સહૂં | ૨૫૫·૬ સહુ |
| સંચ | ૮૦·૪, ૧૮૮·૨ ભેદ, રહસ્ય. |
| સંઘારીયા | ૧૭૬·૫ સંહાર્યા, નાશ કર્યા |
| સાજય | ૩૨૮·૨ સજ્જ ? |
| સાધવી | ૬૨·૧ સાધુ પુરુષ. |

| | |
|---|---|
| સાપશીપો | ૧૬૩ • ૧ દૂધ વેચનાર |
| સામંત | ૮૬ • ૭, ૨૮૭ • ૭, ૩૩૬ • ૮, ૩૬૭ • ૮, ૮૫૬ • ૭ સામંત |
| સારંગ | ૩૬૧ • ૫ નારંગી, ૩૬૧ • ૫ હરણ, સારંગભખ ૩૬૩ • ૧ ? |
| સાહપત્ય | ૨૮૯ • ૮ સોદાગર. |
| સેર | ૫૭૫ • ૮ રેખણી |
| સાંકળી | ૩૫૫ • ૫ સાંકળી. |
| સાંધો | ૨૩૮ • ૧ સિદ્ધ કરવા તત્પર થવો |
| સાંસો | ૪૫ • ૩, ૨૭૭ • ૪, ૮૦૦ • ૧ સંશય |
| સીઝ્ય | ૧૬૪ • ૨ સાધ્ય, સિદ્ધ કરવા યોગ્ય |
| સીધ્ય | ૯ ૩, ૧૬૪ • ૨ સિદ્ધિ |
| સુંઠ (મહાર જવાબરૂપે) | ૩૬૨ • ૬ સુખડ. |
| સુખદેવ | ૫ • ૧ શુકદેવ |
| સુજાણ | ૩ • ૧, ૫ • ૧, ૬૬ ૨ સારી પેઠે જાણનાર |
| સુભ સર્મા | ૨૧૧ • ૨ શુભ કલ્યાણ |
| સુમ | ૨૮૧ • ૩ કૃપણ |
| સૂડાવું | ૨૭૭ • ૩ મોકલાવું |
| સુનક | ૨ • ૮ સનક |
| સૂબે | ૯૫ ૪ ? |
| સુગ | ૮૨ • ૩ શીંગડું |
| સીહીનકી | ૨૫૬ • ૪ સિંહના જેવી કેડના વળાંકવાળી |
| સેલી | ૨૫૦ ૧ ? |
| સેવ | ૨ ૪ સેવ્ય સેવવા યોગ્ય |
| સેવને | ૨૧૦ ૫ સેવાને |
| સેવંત્રા | ૯ ૩ સેવંતીની સોપારી |
| સૌખુ | ૧૮ • ૩, ૨૯૪ ૩, સૌખુ ૨૯૬ ૨ સખુ |
| હકીગત્ય | ૬૯૧ ૩ હકીકત |
| હડ — શ્રીહડ | ૧૫ ૧, ૯૩ ૨, ૧૪૪ ૩, ૨૧૪ ૩, ૩૮૨ • ૨, ૩૯૭ ૧, ૪૨૪ ૨ દેશનું નામ |
| હરમ | ૨૮૮ • ૫ હર્મ્ય, મહેલ |
| હીતે | ૪૦૦ ૪ રાજી થાય |

# ગ્રંથસૂચિ


૧. કોસંબી ધર્માનંદ . જાતકકથા.

૨. ડૉ. દવે કનક . . . Shamal's Sinhasanbatrishi (Thesis – manuscript). 1964 Stories no. 28, 29, 30 & 31.

3 (Translated by) Tawney C. H (Edited by Penzer N. M). The Ocean of Story (Somdeva's Katha Sarit-Sāgar *Vol X – Appendixes & Index*)

૪. Translated by Payne John . The Decameron of Boccaccio (Third day – Story nine).

૫. Funk & Wagnells . . Standard Dictionary of Folklore, Vol. I–II

૬. રવિષેણાચાર્ય (શ્રીમદ્) પ્રણીતમ્ — સમ્પાદક હિન્દીભાષાનુવાદસહિત પંડિત પન્નાલાલ જૈન — પ્રકાશન સંસ્થા — ભારતીય જ્ઞાનપીઠ, કાશી — હનુમાનકથા. પદ્મપુરાણમ્ (પદ્મચરિતમ્) —પ્રથમો ભાગ.

૭ રામનારાયણ વિ. પાઠક. પ્રાચીન ગુજરાતી છંદો (પ્રકરણ ૫ તથા પ્રકરણ ૭)

૮. વિમલસૂરિ. પઉમચરિય (પ્રાકૃત — જુઓ ઉદ્દેશ ૧૫, ૧૬, ૧૭, અને ૧૮માંથી કથાસાર).

૯. વૈદ્ય ભારતી. મધ્યકાલીન રાસસાહિત્ય (૧૨મી થી ૧૮મી સદી).

| | | |
|---|---|---|
| ૧૦. | શામળ | ૧. નંદબત્રીશી ને સ્ત્રીચરિત્રની વારતા<br>(સંપાદક ઈન્દિરા માણેકલાલ મહેતા ને રમેશ જાની<br>— ભારતીય વિદ્યા સંશોધન ગ્રંથમાળા ૧૯૬૩).<br>૨. પદ્માવતીની વારતા<br>શુકસપ્તતિમાંથી.<br>૩. મદનમોહના<br>(સંપાદક હ. ચૂ. ભાયાણી — ભારતીય વિદ્યા<br>સંશોધન ગ્રંથમાળા — ૧૯૫૫).<br>૪. મદનમોહના<br>(સંપાદક અનંતરાય રાવળ — ગુર્જર ગ્રંથ-<br>રત્ન કાર્યાલય).<br>૫. વેતાળપચીસી<br>(સંપાદક અંબાલાલ સ. પટેલ — ૧૯૬૨<br>ભારતીય વિદ્યા સંશોધન ગ્રંથમાળા).<br>૬. સૂડાબહોતેરી<br>(અજાણ્યું પ્રકાશન).<br>૭. સિંહાસનબત્રીશી<br>(સંપાદક — હ. ચૂ. ભાયાણી — ભારતીય<br>વિદ્યા સંશોધન ગ્રંથમાળા). |
| ૧૧. | શેક્સપિયર | All's Well That Ends Well, P 281-313<br>(From The Complete Works of Shakespeare – The Home -Library Club). |
| ૧૨. | સંઘદાસ ગણિવાચક<br>— વિરચિત | વસુદેવ – હિંડી — પ્રથમ ખંડ – ભાષાંતરકાર<br>ભોગીલાલ જ. સાંડેસરા. |
| ૧૩. | સાકરલાલ તુળજાશંકર યાજ્ઞિક<br>(ભાષાન્તરકાર) | હિતોપદેશ. |
| ૧૪. | સુન્દરમ્ (ત્રિભોવનદાસ લુહાર) | પિયાસી અને બીજી વાતો. |

૧૫. સોમદેવ — * કથાસરિત્સાગર ભા. ૧, ૨.

૧૬. Stith Thompson — The Folk-tale – The Dryden Press – New York.

૧૭. Stith Thompson. — Motif - Index – Vol. VI. (Index-Volume-Indiana University Press).

૧૮. સ્વયંભૂદેવ (કવિરાજ વિરચિત) — પઉમચરિઉ (અપભ્રંશ કાવ્ય — પ્રથમ ભાગ — વિદ્યાધરકાણ્ડ — હિન્દી અનુવાદક દેવેન્દ્રકુમાર જૈન — ભારતીય જ્ઞાનપીઠ, કાશી — સંધિ ૧૮, ૧૯ અને ૨૦).

૧૯. ભોગીલાલ જ. સાંડેસરા — પંચતંત્ર (ગુજરાતી અનુવાદ)

૨૦. પ્રકાશક હરિહર પુસ્તકાલય — સૂરત — અર્વાચીન પુતળીની અસલી મોટી વાતો (વારતા ૨૩ – ભદ્રાભામિની તથા વારતા ૨૯ – સીલચરિત્ર).



# શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|
| બે બોલ — ૨ | ઉત્તર ગુજ્યાતમ | ઉત્તર ગુજરાતમાં |
| ,, ,, | ગ્રામજની કથાઆયોજનનો | ગ્રામજની કથા-આયોજનનો |
| ,, ,, | વાર્તા છે, શું કામ ? | વાર્તા છે; શું ક્રમ ? |
| સામગ્રી ને સંપાદન-પધ્ધતિ — ૬ | સં. ૧૯૮૦—૨૦ ની | ઈ. સ. ૧૯૧૮—૨૦ ની |
| ,, ૭ | ચીટીથી આંકેલા છે. | ચીટીથી આંકેલા છે. |
| ,, ૧૦ | ગ્રાભ. (?) | ગ્રાભ. (૫૪૩) |
| વિવેચન ૧૬ | થો ગુનથો ? | થો ગુનો ?. |
| ,, ૨૭ | (Ex le) | (Exile) |
| મૂળ પાઠ (પાદટીપ) ૪૯ | માસા બા. | માસા બાર. |
| ,, ૮૩ | ૫૯૬ • ૨ | ૫૯૬ • ૪ |